## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ કોટ, મુંબઇ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના **જાણીતા** પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ **જાણીતી** ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઇ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૫

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૫

---

# સ્ત્રીસ્વાતંત્ર્ય

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત ચાર આના

સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાત્રી છે; તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે.

× × ×

સ્ત્રીસ્વાતંત્ર્યનો માર્ગ શિક્ષણદ્વારા નથી, પરંતુ પુરુષોની તેઓ પ્રતિની દૃષ્ટિમાં અને તદનુસાર થતા વર્તનમાં ફેરફાર કરવામાં છે.

× × ×

પ્રજાની સ્વતંત્રતા જાળવવી, ગઈ હોય તો એ મેળવવી, એ ધર્મ છે એમ સ્ત્રીઓ ન જાણે, ન કબૂલે તો પ્રજાની રક્ષા અસંભવિત છે.

પ્રિન્ટરઃ એમ્. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું—અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી—એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ—જડતા તરફ—એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ સૂઇ ગઇ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી—ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી—નહિ સમજાતી—કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝ્યું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઈને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદ્રશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્ત હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દ્રષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઈ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઈથી અને સ્વભાવતઃ જોઈ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઈ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઈ જાય છે, અને મૂળતત્ત્વ પર જ. એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરું પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમાં લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી—લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી—સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ ત્યજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના—મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી—વંચાવી—સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ—સંન્યાસી—બાવા—ફકીર—મુલ્લાં—મોલવી—પાદરીઓએ તેમ જ મંદિર—દેવળ—દેરાસર—મસ્જિદ—ઉપાશ્રય—અગિયારી—ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી—કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી—બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સૂધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર અમારા કાર્યાલયના નિસ્પૃહી ભાઇઓ વિગેરેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓક્ટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સૂધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાંનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઈ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલૅટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઈ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.



'નવજીવન.' પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશક: રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશક: મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશક: જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'<br>'સર્વોદય.' } પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશક: ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશક: સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.



# અનુક્રમણિકા.







# ગાંધી-શિક્ષણ.



## સ્ત્રીસ્વાતંત્ર્ય.



### ૧. સ્ત્રીસ્વાતંત્ર્યનો માર્ગ.



૧. સ્ત્રી સ્વાતંત્ર્યનો માર્ગ શિક્ષણદ્વારા નથી, પરન્તુ પુરુષોની તેઓ પ્રતિની દષ્ટિમાં અને તદનુસાર થતાં વર્તનમાં ફેરફાર કરવામાં છે. શિક્ષણ જરૂરનું છે, પણ તે સ્વતંત્રતાની પાછળ હોવું જોઇએ. આપણે સ્ત્રીવર્ગને તેનાં યોગ્ય સ્થાને પહોંચાડવાને અક્ષરજ્ઞાનની વાટ ન જોવી જોઇએ. અક્ષરજ્ઞાન વિના પણ આપણી સ્ત્રીઓ પૃથ્વી ઉપરની કોઇ પણ સ્ત્રી જેટલી સંસ્કારી જણાઇ છે. ઉપાય મોટે ભાગે પતિઓના હાથમાં રહેલો છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલી સ્ત્રીઓને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથી જ થઇ શકે, એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ. તેટલા કાળની કશી યે જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન આજે જ, અક્ષરજ્ઞાનને સારૂ રોકાયા વિના, આપણે આપી શકીએ છીએ.

૨. જ્યાંસુધી હિંદુસ્થાનમાં સ્ત્રીઓ એક રતિ ભાર પણ દબાયલી રહેશે, અથવા ઓછા હક્કો ભોગવતી હશે, ત્યાંસુધી હિંદુસ્થાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી.

૩. હિંદના જે ભાગમાં પડદાનો રિવાજ છે, ત્યાં સ્ત્રીઓ ઘણી જ દબાયેલી રહે છે. હું બિહાર જીલ્લાની ઉંચા કુળની ઘણી બહેનોને મળ્યો, તેઓ બધી પડદામાં રહેનારી હતી. જેમ બહેન ભાઇની પાસે પડદો નથી રાખતી તેમ મારે સારૂ તેઓએ પડદો દૂર કર્યો. આ બહેનો ભણેલી ન હતી. તેઓને મળતાં પહેલાં તરત જ મને એક અંગ્રેજ બાઇ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિંદુ બહેનોને મળવા મારે અલગ કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમાં સુચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરુષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું: "અમે તો બહુ રાજી છીએ, પણ આપણા રિવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ. અમને આ પડદો જરા યે ગમતો નથી, એ તમે તોડાવી નાખો."

૪. આમાં જેટલો કરુણારસ છે તેટલું જ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્ય જ હતું, પણ હું તેઓને વિષે જ તેઓના છૂટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબૂલ પણ કરેલું. આ બાઇઓનો પડદો થોડા સમયની અંદર જ પડી ગયેલો હશે.

૫. સ્ત્રીજાતિની અવનતિ દૂર કરવામાં મહાભગીરથ પ્રયત્ન તો હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે ? અને કેમ થઇ શકે ? મારી અલ્પ મતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયંતી, અને દ્રૌપદીના જેવી પતિવ્રતા, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓની જરૂર પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિંદુસંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. એઓનાં વચન શાસ્ત્રપ્રમાણ જેવાં ગણી હિંદુસંસાર ઝીલી લેશે; અને સ્મૃતિ આદિમાં રહેલાં કટાક્ષોથી આપણે લાજીશું અને તેને ભૂલી જઇશું. આવાં પરિવર્તન હિંદુધર્મમાં સદા યે થતાં આવ્યાં છે અને થશે, અને તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે, અને નભ્યા કરશે.

૬. કોઇ પોતાની સ્ત્રીને પશુ સમાન ગણે છે. આ સ્થિતિને સારૂ કેટલાંક સંસ્કૃત વચનો તથા તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો બહુ જવાબદાર છે.

તુલસીદાસજીએ એક જગ્યાએ લખ્યું છે કે ढोर गंवार शूद्र अरु नारी, ये सब ताडनके अधिकारी. તુલસીદાસજીને હું પૂજું છું, પણ મારી પૂજા આંધળી નથી. કાં તો ઉપરનો દુહો ક્ષેપક છે, અને જો તુલસીદાસનો જ હોય તો તેણે વગરવિચાર્યે પ્રચલિત રૂઢિને અનુસરી જોડી કહાડેલો હોવો જોઇએ.

૭. કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરુષને હસ્તક રહેલું છે. તેણે હંમેશાં વિવેકદૃષ્ટિ વાપરેલી જોવામાં નથી આવતી. સ્મૃતિકારોએ સ્ત્રીઓને વિષે જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઈ શકતો. બાળલગ્ન, વિધવાઓ ઉપરના જાપ્તા વિગેરે સ્મૃતિઓનાં વાક્યોને આભારી છે. તેઓને શૂદ્રવર્ગની સાથે મૂકવાથી હિંદુસંસ્કારને કલ્પનામાં ન આવી શકે એટલો ધક્કો પહોંચ્યો છે. હું મને પોતાને ચુસ્ત હિંદુ ગણું છું, અને મારો આક્ષેપ હિંદુધર્મની ન્યૂનતા દૂર કરી એને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે એવા હેતુથી મૂકાયેલો છે મારો પ્રયત્ન એમ બતાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાંના ક્ષેપક શ્લોકો છે, અથવા તો આપણા અધઃકાળમાં માન્ય થયેલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કહાડીને શેષ રહેલી સ્મૃતિની અપૂર્વતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિનાં અને હિંદુધર્મમાં ગણાતા બીજા બધા ગ્રન્થોમાં ક્યાં યે ખામી નથી એમ માની મનાવી હિંદુધર્મનો લૂલો બચાવ હું બિલકુલ કરવા માગતો નથી, તેથી હિંદુધર્મ ચડતો નથી પણ પડે છે એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયેલું છે, તે ધર્મમાં અસત્યની પૂરણી હોય જ નહિ.

૮. ઉપલાં કારણોને લીધે સંસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગયેલો જોવામાં આવે છે કે સંસ્કૃતમાં લખાયેલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્રકથન જ હોય નહિ ! આ વહેમ દૂર કરીને આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડવી જોઇએ. બીજી તરફથી વિષયાંધ થઇ આપણમાંના કેટલાક સ્ત્રીને દીગલાદેવી ગણી તેની પૂજા કરે છે, અને જેમ ઠાકોરજી પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારાય છે તેમ શણગારે છે આ પૂજાદોષમાંથી પણ નિકળી જવું જરૂરનું છે. છેવટે તો જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા

ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારે જ આપણો ઉદ્ધાર સંભવે છે, તે પહેલાં નહિ.

૯. ધર્મ સાચવવો એ નથી બ્રાહ્મણોના હાથમાં કે નથી પુરુષોના હાથમાં. એ તો સ્ત્રીઓના જ હાથમાં છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. ગૃહની સુવાસ આખા સામાજમાં ફેલાશે. કોઇ શહેરમાં ગમે તેટલો ધમધોકાર વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યાં જો ગૃહ સારાં નહિ હોય તો એ શહેર સારૂં નથી એમ હું તરત કહું સ્ત્રીઓ જ ગૃહની દેવતાઓ છે. એ જો ધર્મ ન પાળે તો પ્રજાનું સત્યાનાશ વળી જાય. યાદવકુળનો શ્રીકૃષ્ણે સંહાર કર્યો હતો, તેનું કારણ એ જ હતું, કે યાદવ સ્ત્રીઓ વ્યભિચારિણી થઇ ગઇ હતી; તેઓ તેમનો ધર્મ ભૂલી હતી. માટે તમને હું પવિત્ર થઇને ધર્મનું પાલન કરવાનું કહું છું.

૧૦. હું જાણું છું કે હિંદુ, મુસલમાન, પારસી, અને બીજી બધી કોમોનો ધર્મ આપણી સ્ત્રીઓના જ હાથમાં છે. સ્ત્રીઓ ધર્મ તજશે તે દિવસે આપણો ધર્મ નષ્ટ થઈ જશે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે જ્યાં રાજા અને સ્ત્રીઓ ધર્મ છોડે છે, ત્યાં દેશ નષ્ટ થાય છે. આપણે ત્યાં સ્ત્રીઓએ તદ્દન ધર્મ નથી છોડ્યા પણ રાજાએ તે છોડ્યો છે.

૧૧. હું હિંદુસ્થાનની માતાઓ પાસે અશ્રુપાત ચાહું છું. તેઓ મર્દો પેદા ન કરે, ત્યાંસુધી દેશનો ઉદ્ધાર અશક્ય છે, પણ મર્દો પેદા કેમ કરાય? જ્યારે સ્ત્રીઓના દિલમાં હિંમત આવે, ભક્તિ આવે, શ્રદ્ધા આવે, ઇશ્વર તેમના હૃદયનો પતિ બને, તેઓ ઇશ્વરથી જ ડરતી થાય, મનુષ્યથી ડરતી મટે, તો જ હિંદુસ્થાનમાં મર્દો પેદા થાય. રાવણરાજ્યને બંધ કરવું હોય તો રામરાજ્ય પેદા કરવું જોઇએ. રામરાજ્ય મેળવવાની તાકાત તો જ્યાંસુધી બહેનોએ પાર્વતી, કૌશલ્યાના જેટલાં તપ નથી કર્યાં, દ્રૌપદી દમયંતીના જેટલું ધર્મપાલન નથી કર્યું ત્યાંસુધી રામરાજ્ય કેવું? ત્યાંસુધી મર્દો પેદા થવા અશક્ય છે.

૧૨. [ સ્ત્રીઓને અબળા કહીને પુરુષ તેમની પ્રતિષ્ઠા ઓછી કરે છે. ] અબળા એ વિશેષણ આત્માને વિષે તો લાગુ ન જ પડે. એ તો શરીરને

વિષે કહેવાનું છે. એક બાલિકા જેનો આત્મા ઉજ્જવલ છે, જેને તેનું ભાન થયું છે, તે સાડા છ ફૂટ લાંબા ઉદ્ધત પુરુષની સમક્ષ ઉભી તેને મહાત કરી શકે છે. જે સ્ત્રીને પોતાપણાનું ભાન આવ્યું છે તેનું સ્ત્રીત્વ તેના આત્મબળ વડે શોભે છે. પોતાના શરીરની નબળાઇ સ્વીકારી નબળી બની સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ શોભાવી નથી શકતી. સીતા, દ્રૌપદી આદિ સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ દુષ્ટો પર પાડ્યાનું આપણને શાસ્ત્રો શીખવે છે. જેમ હાથીનું શરીરબળ મનુષ્યના બુદ્ધિબળ આગળ કામ નથી કરતું, તેમ મનુષ્યના એટલે સ્ત્રીપુરુષ ઉભયના આત્મબળ આગળ મનુષ્યનું બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત્ થઇ જાયછે.

૧૩. તેથી હું ઇચ્છું છું કે હિંદુસ્થાનની સ્ત્રીઓ પોતાને અબળા માની પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો અધિકાર નહિ તજે. જે સ્ત્રીજાતિએ હનુમાનાદિ વીરોને પેદા કર્યા છે, તે સ્ત્રીજાતિને અબળા કહેવામાં અજ્ઞાન રહ્યું છે. અથવા તેને અબળા કહી છે તે પુરુષને કેવળ પોતાની ફરજ સૂચવવા જ કે તેણે શરીરે બળવાન્ હોઇ અબળા સ્ત્રીને પોતે રાક્ષસની જેમ ઉદ્ધત બની સતાવવાની નથી, પણ તેનું રક્ષણ કરી તેના આત્માનો વિકાસ થાય એવાં સાધનો તેના હાથમાં મૂકી તેની સેવા કરવાની છે.

૧૪. આ જમાનો કેવળ શરીરબળનો છે એવી ભ્રમણામાં પડી આપણે મૂંઝાયા કરીએ છીએ, અને માનીએ છીએ કે આપણે હિંદુસ્થાનની રાંકડી પ્રજા શું કરી શકીએ ? આમ માની પુરુષવર્ગ પણ અબળા બની ગયેલા જેવો લાગે છે. પણ તેવું કંઇ જ નથી એમ હિન્દુસ્થાન સમજી જાય એ ઇચ્છવા જેવું છે. હિન્દુસ્થાનની પ્રજાને પોતાના સ્વમાનનું ભાન આવશે, ત્યારે તે પ્રજા સબળ થશે અને પછી જનરલ ડાયર જેવા અહિં નહિ રહે.

૧૫. એવું બળ કેમ આવે ? ભારે તાલીમની જરૂર નથી. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી ન જ ડરવું. શરીરબળિયો વધારેમાં વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે. તે શરીર વિષે આપણે નિડર બનીએ, ત્યારે આપણે સિંહ છીએ. એટલે બળ રાક્ષસી શરીર મેળવવામાં નથી, પણ મનની મજબૂતીમાં, આત્માની ઓળખમાં, મોતની નિડરતામાં રહેલું છે.



# ૨. વૈધવ્ય અને પત્નીવ્રત.



૧. સુરતથી અગિયાર બહેનોએ પોતાનો બળાપો કહાડનાર બે કાગળ લખ્યા છે. "અમે વૈષ્ણવ, વણિક્ વિધવા, બાળરાંડ" એવી રીતે આ બહેનોએ પોતાનો કાગળ શરૂ કર્યો છે. પોતાનાં નામ આપ્યાં છે, પણ માબાપનું નામ અને ઠેકાણું છૂપાવ્યાં છે. હું દિલગીર છું કે આ બહેનોએ પોતાની પૂરી ઓળખ નથી આપી. વર્તમાનપત્રોનો કાયદો તો એવો છે કે નનામા કાગળ ઉપર તંત્રી ધ્યાન ન જ આપે, અને એ કાયદો જરૂરનો છે. તંત્રીની ફરજ એ છે કે લખનાર પોતાનું નામ જાહેરમાં મૂકવા ન ઇચ્છે તો તે ઇચ્છાને પૂરેપૂરૂં માન આપવું, પણ તેની જાણને સારૂ લખનારે પૂરી ઓળખ આપવી જ જોઇએ એમ ન થાય તો બળવાન્ ઇચ્છા છતાં યે તંત્રી પોતાના છાપા દ્વારા જેટલી સહાય કરી શકાય તેટલી કરી શકતો નથી. આ બહેનોના જ દાખલામાં હું જોઇ શકું છું કે તેમનું ઠામઠેકાણું હું જાણતો હોઉં, તો વધારે ખબર કહાડી શકું અને તેઓના દુઃખમાં ભાગ લેનાર પણ શોધી શકું. મજકુર કાગળોમાં આવી અને બીજી ત્રુટિઓ છતાં યે તેમાં કેટલીક સામાન્ય વસ્તુઓ એવી છે કે બધાએ તે જાણવી જોઇએ આ બહેનોમાંની ત્રણ થોડી કેળવણી પામેલી છે. આઠ 'અક્ષરશૂન્ય' છે. તેમાંની એક આઠ દહાડે માંડ 'નવજીવન' વાંચવા પામે છે. ન્યાતીલા 'હડહડ' કરે, ભક્ષણી કહે, ગમેતેમના આશ્રયે રહેવું પડે, કેળવણીનું મીંડું, ઘીખાંડ પણ થોડાં જ ખાવા મળે. સુરતમાં વણિકની ન્યાત બેતાળીસ છે, તેમાં બાળવિધવા કંઇ નહિ તો સાતસેં હશે. ધર્મ શું ચીજ છે તે કોઇ જાણતું નથી. "અમે વિધવાધર્મ સમજીએ છીએ, પણ એ ધર્મ સાચવી શકીએ એવાં સાધન અમને મળતા નથી, અમને કોઇ આશ્રમમાં રાખી સારૂં શિક્ષણ આપવામાં આવે, અમને સેવાધર્મ શીખવવામાં આવે તો અમે વિધવાધર્મ સાચવવા તૈયાર છીએ. જો તેમ ન થાય તો અમારી સામે એટલી બધી લાલચો હોય છે કે અમને

પતિસંગની જરૂર છે.........જ્યારે જ્ઞાનમાર્ગ મંદ પડ્યો, ત્યારે વલ્લભે ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો. કાળે કરીને રૂઢિઓમાં ફેરફાર થયા. તે જ પ્રમાણે વિધવાને વિષે થવાની જરૂર છે."

૨. આ સિવાય બીજું આ કાગળોમાં ઘણું લખ્યું છે. વિધવાઓ કેમ ભ્રષ્ટ થાય છે એ પણ લખ્યું છે. બન્ને કાગળોનો હું આપી શકું એવો સારાંશ મુખ્ય ભાગે મારા શબ્દોમાં આપવા મેં પ્રયત્ન કર્યો છે. વિધવાનો પ્રશ્ન હિન્દુસંસાર પાસે નાનો સૂનો નથી. ભાગ્યે એવું હિંદુ કુટુમ્બ હશે કે જેના ઉપર વિધવાની જવાબદારી નહિ હોય.

૩. વિધવા વિષેના આંકડા* જેના વાંચવામાં આવે તેનું હૃદય રડવું જ જોઇએ. [ વિધવાવિવાહ એ જ એ દર્દનો સીધો ઇલાજ છે એમ અધીરા સુધારક બોલી ઉઠશે. ] મારાથી એમ નથી કહી શકાતું. હું પણ કુટુંબી છું. મારા કુટંબમાં ઘણી વિધવાઓ છે; પણ તેઓને ફરી પરણવાનું કહેતાં મારી જીભ ન જ ચાલે. તેઓ ફરી પરણવાનો વિચાર પણ નહિ કરે. મને તો એ વિચાર ભયંકર લાગે છે. વૈધવ્યમાં હું તો ઘણું રહસ્ય જોઉં છું. વૈધવ્યનો ઉપયોગ પણ એટલો જ જોઉં છું. પુરુષો પણ ઘરભંગ થઇ પુનર્લગ્નનો વિચાર ન કરે એ વધારે સરસ ન હોત ? પણ એવી હિલચાલ જરા યે થતી હોય એવું જોવામાં નથી આવતું. પરંતુ એવા વિચારથી અથવા તો એ વિચારના અમલથી બાળવિધવાનો બળાપો કેમ બંધ કરી શકાય ? હજારો પુરુષો ઘરભંગ થયા પછી સ્વેચ્છાએ પુનર્લગ્ન ન કરે તેથી જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે તેવી બાળાને સારૂ શો રસ્તો ? હઠપૂર્વક વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવી એમાં ધર્મ હશે ? વૈધવ્ય શોભાવી શકાય એવી સ્થિતિમાં વિધવાઓને મૂકયા વિના વિધવાઓની પવિત્રતાની આશા રાખી શકાય ?

૪. આ બધા ગુંચવાડા ઝટ ઉકેલી શકાય એવા નથી. દરેક પક્ષમાં ઓછુવત્તું સત્ય રહેલું છે. વાદવિવાદમાં ઉતર્યા વિના હું નીચેના નિર્ણયે હિંદુસંસાર સમક્ષ મૂકવા ઇચ્છુ છું:—

(૧) વૈધવ્યનો ભંગ કરવાનો પ્રયત્ન ધર્મને હાનિકર્તા છે.

(૨) વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એક જ વખત પરણી શકે છે.

---

* જુઓ પરિશિષ્ટમાં.

(૩) વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે. પવિત્ર વિધવાનાં દર્શન શુભ શુકન છે. તેને અપશુકન ગણવાં એ પાપ છે.

(૪) વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અને એ કેવળ પવિત્ર પ્રેમની નિશાની રૂપે હોય, તો કજોડાં અને બાળલગ્ન પાપ રૂપ જ ગણવાં જોઇએ.

(૫) જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાતબહાર ન મૂકી શકાય, તો એવી કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાત-બહાર મૂકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપ જ ગણાય.

(૬) વર-કન્યાને સાથે રહેવાનો સમય ન આવે, ત્યાંસુધી હરગીઝ વિવાહ ( સગપણ ) ન કરવા.

(૭) બાળલગ્ન બંધ થવા જોઇએ.

(૮) જે સ્ત્રી પોતાના ધણી સાથે મુદ્દલ નથી રહી તેને પરણવાની છૂટ આપવી જોઇએ એટલું જ નહિ, પણ તેને પરણવાનું ઉત્તેજન આપવું જોઇએ.

(૯) જેઓ પંદર વર્ષની અંદર વૈધવ્ય પામી છે અને જેમની વય હજુ જુવાન છે તેવી વિધવાઓને પુનર્લગ્નની છૂટ મળવી જોઇએ.

(૧૦) વિધવાઓને સારૂ શિક્ષણ અને ધંધાનો સુંદર પ્રબંધ થવો જોઇએ.

૫. આટલા સુધારા થાય તો વિધવાના શાપમાંથી હિંદુસંસાર બચી જાય એમાં શક નથી. ઉપર લખેલા સુધારા દરેક કુંટુબ, દરેક ન્યાત પોતાને સારૂ કરી શકે છે. એકબીજાની રાહ જોઇને બેસે છે તેમાં જ ઘણા સુધારા અટકી પડે છે. જેને જે વખતે જે પુણ્ય કર્મ લાગે તેણે તે વખતે તે આચરવું એવો ઈશ્વિરી કાયદો છે. પાપ કર્મ કરતાં વિચારવું, જોષ જોવડાવવો, હજારોની સલાહ માગવી અને છેવટે પણ ન જ કરવું, પુણ્ય કર્મ કરતાં રાહ જોવી એ ઈશ્વરના ગુન્હેગાર બનવા જેવું છે.

૬. ધર્મના પાલનમાં બળાત્કારને અવકાશ જ નથી. એટલે બાળ-વિધવાઓને વિષે હું તો એ સલાહ આપું કે વિધવાઓનાં મન અને શરીર સારી રીતે રોકાયલાં રહે, તેઓ લાલચોમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમાં મૂકો. તેમ કરવા છતાં પણ જે કેવળ બાળવિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ તેના માર્ગમાં કાંઈ પણ વિઘ્ન જો તેને વિવાહ કરવો હોય તો ન મૂકવું એ જરૂરનું છે.

૭. વૈધવ્ય પાળવું એ પુણ્ય કર્મ છે, પણ વિધવાવિવાહ સર્વથા પાપ કર્મ તો નથી જ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય, તો તેમાં આવી ગયેલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી, અને તેમાં ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિએ ફડચો લાવવો. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુસંસારમાં અનેક પડ્યા છે. જ્ઞાતિઓને કહું કે જો બાળવિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે, તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિબહાર ન મૂકશો.

૮. વૈધવ્ય એ હિન્દુધર્મની શોભા છે. અખંડિત પતિવ્રતનો અર્થ તો એ જ હોઈ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતાં પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો એટલું જ નહિ, પણ તે સ્મરણમાં આનંદ માનવો. એ જ રીતે હિંદુસ્થાનની હજારો વિધવાઓ આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે.

૯. એક વેળા ગં. સ્વ. રમાબાઈ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો; અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમનાં દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાય-મૂર્તિ મહુર્મ રાનડેની છબિ જોઈ. હું સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરોબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછયું: 'આ છબિ કોચ ઉપર કેમ રાખી છે?' એમણે કહ્યું: 'એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હંમેશાં એ બિરાજતા, તેથી એ કોચને મેં એમની છબિને સારૂ જ રાખેલો છે. અને એની છાયા તળે હું હંમેશાં વસું છું, અને સૂઉં છું.' આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા

વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિંદુસ્થાનમાં ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું.

૧૦. પણ પત્નીવ્રત પાળનારા પુરુષો ક્યાં હશે ? અને જો ન હોય તો પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરુષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દૃઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે ? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય ? અથવા જ્યાં અનુકરણનો જરા યે વિચાર નથી, ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય ? હું હિંદુસ્થાનમાં વસી હિંદુસ્થાનના જીવનનો પ્રત્યેક ક્ષેત્રમાં સારી પેઠે અનુભવ કરી રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્ર્યવાન્ ગણાતા–પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા–જુવાનોને ઘરભંગ થતાં તરત જ સગાઇ કરતા અને પરણવા બેસતા મેં જોયા છે, અને તેથી હું અત્યંત ખેદ પામ્યો છું.

૧૧. જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઇએ તો ઘરભંગ થયેલો પુરુષ સ્મશાનમાંથી હજુ ઘેર પહોંચ્યો નથી તેના પહેલાં જ પરણવાનો વિચાર કરી શકે એ આપણને કમકમાટી ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ. તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થયેલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે, અને જમાઇ એ ઉત્તેજન લેતાં જરા યે શરમાતો નથી. એવા પુરુષના રડવાનો શો અર્થ હશે ? એવા પુરુષ પોતાની અગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત ? અથવા તો પોતે નવી સ્ત્રી લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી ? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય ? હું તો એમાં અધર્મ જ જોઉં છું અને જ્યાંસુધી પુરુષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે, ત્યાંસુધી વૈધવ્યનાં વખાણ કરવાં એ પણ મને તો કેવળ દંભ લાગે છે અને પુરુષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

૧૨. જે સ્ત્રીની સાથે પુરુષે કેટલાંક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેનાં દુઃખે દુઃખી થયો છે, જેના સુખમાં ભાગ લીધો છે, જેની સાથે ભોગવિલાસ કર્યા છે, જેની સાથે ચોવિશે કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતાં શું પુરુષે સામાન્ય મિત્રના વિયોગથી જેટલો શોક પાળે તેટલો પણ નહિ પાળવો ?

૧૩. ઇંગ્લાંડમાં જ્યાં વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ છે, ત્યાં લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરુષનો સંગ કરવાની એક વર્ષ સુધી હિમ્મત ચાલતી નથી. પણ હિંદુસ્થાનના પુરુષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઇ શકતી અને કોઇ કોઇ વખતે તો ચિતામાં પોતાની પવિત્ર સ્ત્રીના દેહની સાથે ભસ્મ થાય છે, અને સ્મશાનની હદમાં જ ન્યાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતાં અચકાતા નથી અને ઘરભંગ થયેલો પુરુષ તે સાંભળતાં શરમાતો નથી.

૧૪. આ દયાજનક સ્થિતિમાંથી હિંદુસ્થાને ઉગરી જવું આવશ્યક છે. વિધવાવિવાહની હિલચાલમાં પણ હું તો પુરુષનું જાણ્યે અજાણ્યે સ્વાર્થીપણું જોઉં છું. વિધવાને પરણતી કરી મૂકીને પુરુષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરુષ માનતો હોય પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે. આવા વિષયોમાં લોકમત એટલો બધો ક્ષીણ થઇ ગયો છે કે સુશિક્ષિત ખાનદાન કુટુંબના ગણાતા પુરુષો પણ કજોડાં કરતાં, ઘરભંગ થતાં તરત પરણવામાં જરા યે લજ્જિત નથી થતાં એવું મેં હિંદુસ્થાનમાં ચોમેર જોયું છે.

૧૫. પણ પુરુષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક્ક કેમ સિદ્ધ ન કરે ? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક્ક સમજતી નથી અથવા સમજતી છતી તે હક્કો મેળવવા શક્તિ નથી ધરાવતી એ મતાધિકારને લઇને શું કરશે ? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્થાનની ધારાસભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણ્યે કે અજાણ્યે થતા અત્યાચારોમાંથી બચી હિંદુસ્થાનને શોભાવવાની અને વીર્યવાન્ બનાવવાની છે.

૧૬. જ્યારે અજ્ઞાન મા પોતાની તેટલી જ અજ્ઞાન છોકરીને તરત ઘરભંગ થયેલા પુરુષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે, ત્યારે જ એવા પુરુષો હજી વિયોગ દુઃખનાં આંસુ સૂકાયાં નથી ત્યાં જ ફરી પરણવાનો વિચાર કરી શકે છે. મારી તો માન્યતા છે કે આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક્ક છે એટલું જ નહિ, પણ એ સ્ત્રીઓની પોતાના પ્રત્યે, પુરુષ પ્રત્યે અને હિંદુસ્થાન પ્રત્યે ફરજ છે.



# ૩. પતિત બહેનો.

૧. સ્ત્રીપુરુષને મુકાબલે જ્યાં સ્ત્રીની અવનતિ વિશેષ રહેલી હોય તેનો જ વિચાર આપણે કરવો રહ્યો. સ્ત્રીની ઉન્નતિ એટલે શું ? અવનતિ થઈ હોય તો જ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો ક્યાંથી થઇ અને તે કેમ ટળે ? હિંદુસ્થાનમાં ચોતરફ ફરતાં મેં જોયું છે કે ૮૫ ટકા સ્ત્રીપુરુષ પોતાનું નિર્દોષ જીવન આપણી હિલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરુષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બંનેમાં કેળવણી અથવા તેનો અભાવ જે કહો તે એક સરખાં છે, અને બંને એક બીજાને સાહાય્ય કરી રહ્યાં છે. એમનાં જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે તે, બાકીના ૧૫ ટકા રહ્યા, તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે.

૨. બારીસાલની પતિત બહેનોનું દશ્ય કદિ ભૂલું તેમ નથી. તેઓની સંખ્યા લગભગ ૩૫૦ ની હશે. તેઓએ મારી ઉપર કાગળ મોકલ્યો હતો કે તેઓ મને મળે ? હું જેવો રાત્રે સભામાંથી આવ્યો તેવી જ મેં લગભગ સો બહેનોને એક કોરે ઉભેલી જોઇ. હું ચેત્યો. તેમને અતિ આદરપૂર્વક અગાશી પર લઇ ગયો. એક દુભાષિયાને સાથે રાખ્યા. બીજા પુરુષોને રજા આપી. તેમને પેટ ખોલીને વાત કરવા મેં કહ્યું. તેઓમાં ચાર–પાંચ દશ વર્ષની બાળાઓ પણ હતી. કેટલીક જુવાની તરી ગયેલી હતી. બાકીની વિશથી ત્રિશ વર્ષની અંદરની હશે. તેઓની સાથેની વાતનો સાર સવાલજવાબોથી આપી જાઉં છું:

સ૦—તમે બહેનો ભલે આવી. મને તો તમે બહેન કે દીકરીઓ સમાન છો. તમારા દુઃખમાં હું ભાગ લેવા ઇચ્છું છું, પણ જો તમે મારાથી કંઇ પણ છૂપાવશો તો હું મદદ દેવા અસમર્થ થઇશ.

જ૦—આપ જે પૂછશો તેનો અમે ખરો જવાબ આપીશું.

સ૦—તમારામાંની કેટલીક મોટી ઉમ્મરની દેખાઓ છો. તે પણ હજુ તમારા ધંધામાં રોકાયલી રહો છો ?

જ૦—ના જી. મોટી ઉમ્મરે પહોંચેલી ભિક્ષા માગી પેટ ભરીએ છીએ.

સ૦—એમ કરવું તમને છાજે ?

જ૦—પેટ બધું કરાવે છે.

સ૦—આ નાનકડી છોકરીઓ છે. તેમના પણ એ જ હાલ કે ?

જ૦—તમે કંઇ રસ્તો બતાવો એમ આશા રાખીને તો અમે આવી છીએ. અમે તો એકે આ ધંધામાં રહેવા નથી ઇચ્છતી.

સ૦—તમારામાંની જે જુવાન છો તેમનું શું ? તેમને આ ધંધામાં રહેલા ભોગો લલચાવતા નથી ?

જ૦—એવી થોડીક હોય ખરી.

સ૦—તમને કોઇને છોકરાં થાય ખરાં ?

જ૦—કોઈ કોઇને થાય.

સ૦—તમે બધી કેટલી હશો ?

જ૦—૩૫૦.

સ૦—તેમાં છોકરાં કેટલાં છે ?

જ૦—હાલ દશેક.

સ૦—દીકરા કે દીકરી ?

જ૦—૭ એક દીકરી અને બાકી દીકરા.

સ૦—દીકરાનું શું કરો છો ?

જ૦—એક મોટો થયો છે તેને અમારામાંથી કોઇ છોકરીને પરણાવ્યો છે.

સ૦—તમારી છોકરીઓને મને સોંપો કે ?

જ૦—તમે સંભાળો તો સોંપીએ.

સ૦—તમારામાંની કેટલી બહેનો ખરેખર આ ધંધો છોડવા માગો છે ?

જ૦—બધી.

સ૦—હું કહું તે ધંધો કરશો ?

જ૦—અમે જાણીએ છીએ તમે શું માગો છો તે. અમારામાંની કેટલીકે કાંતવાનું શરૂ પણ કર્યું છે.

સ૦—એ તો મને બહુ ગમ્યું, પણ જે બહેનોએ શરૂ કર્યું છે તેમણે પોતાનો ધંધો છોડ્યો છે ?

જ૦—અમારી ઉપર કરજ હોય ના ? તેટલેથી અમે પેટ કેમ ભરીએ ?

સ૦—તમે હાલ શું કમાઓ છે ?

તમે જવાબ આપતાં શરમાઓ છો. તમારી શરમ હું સમજી શકું છું. તમારી સાથે વાત કરી રહ્યો છું, પણ મારા હૃદયમાં અંગાર સળગી રહ્યો છે. જે છે તે હમણાં તો મને જાણવા જ દ્યો.

જ૦—અમારામાંની ઘણી સાઠ રૂપિયા કમાઇએ છીએ. દિવસના અમને બે રૂપિયા પડે.

સ૦—એટલી કમાણી તમે કાંતવામાંથી તો ન કરી શકો એ હું જાણું છું, પણ અનેક પ્રકારનાં લલચાવનારા વિલાસો હાલ કરો છો તે તો હવે તમારે છોડવા જ જોઇએ. હું કંઇ આ માગણી તમારી જ પાસે કરું છું એમ નથી. મારી સ્ત્રીએ પણ શણગારો તજ્યા છે. મારી પાસે કુમળી બાળાઓ છે; તેઓનાં માબાપ તેમને દાગીના વિગેરે આપી શકે તેમ છે; છતાં તેઓ ખાદીની ઓઢણીઓ પહેરે છે અને કશા દાગીના નથી પહેરતી. તેથી તમારી પાસેથી તમારા શણગાર ઉતારવાની માગણી કરતાં મને જરા યે આઘાત નથી પહોંચતો.

જ૦—અમે અમારૂં જીવન સાદું કરવા મહેનત કરીશું. કોઇ તરત તો કોઈ હળવેહળવે. અમારામાંની એક તો પોતાનું સર્વસ્વ રામકૃષ્ણ મઠને આપી દીધું છે, અને પોતે હવે ભિક્ષા પર નભે છે.

સ૦—એ બહેનને હું વંદું છું; તેણે ભલે બધું આપી દીધું. પણ હું જોઉં છું કે (તેની તરફ વળીને) તમારા હાથપગ સારા છે, એટલે તમે કાંતીને સાદાઇથી રહો તો વધારે પુણ્ય. હિન્દુસ્થાનની એક પણ બહેન કે ભાઇ જે અપંગ નથી તે ભિક્ષા માગતાં શરમાય એમ હું ઇચ્છું છું. એવું કહેવાનો હવે સમય આવ્યો છે. રેંટિયો આપણી કામધેનુ આપણને હાથ લાગેલી છે. તમે બહેનો તો કાંતો એટલેથી જ હું સંતોષ માનું તેમ નથી. તમે વણતાં અને પીંજતાં પણ શીખો. એટલે તમારી આજીવિકા તમે સંપૂર્ણપણે મેળવી લેશો.

જ૦—અમને રસ્તો બતાવો એટલે અમે જરૂર તે પકડીશું.

સ૦—તમારામાંથી કેટલી બ્હેનો કાલથી જ તમારો ધંધો છોડવા તૈયાર છો?

૩. આના જવાબમાં અગિયાર બ્હેનો તે જ વખતે ઉભી થઈ. મેં વિચાર કરવા કહ્યું. તેઓએ જણાવ્યું કે તેમનો નિશ્ચય કાયમ જ રહેશે. તેમણે વિચાર તો કર્યો જ હતો. કેમ બને એ જ ગુંચવણ હતી. એટલે મેં કહ્યું:

૪. તમારે હવે પરણવાનું તો ન જ હોય, તેથી તમે ભલે ભૂતકાળમાં ગમેતેમ કર્યું હોય. પણ જો તમે હવે પછી ખરેખર શુદ્ધ થાઓ તો જગત્ તમારાં પાપ ભૂલી જશે. અને તમે ગૃહસ્થાશ્રમીના વ્યવસાયોથી અળગી એટલે સંન્યાસિની થઇ શકો. તમે ભારતવર્ષની સેવા કરી શકો. તમારામાંની ઘણી બ્હેનો રોજ બાર કલાક ઈશ્વરનું ભજન કરતી કાંત્યાં-વણ્યાં કરે તો બારીસાલને તમે જ લગભગ ઢાંકી શકો. તમારા વર્ગની હિન્દુસ્થાનની બધી બ્હેનો જો મલિન કામ મૂકી કાંતવા—વણવાનું પુણ્યકામ કરવા મંડી જાય તો ભારતવર્ષનો સહેજે ઉદ્ધાર થાય, તેથી મારી ઉમેદ છે કે તમે અગિયાર બ્હેનો પોતાના નિશ્ચયને વળગી રહેશો. હું તો મુસાફર છું, પણ હું અહિંના આગેવાનોને પાકી ભલામણ કરતો જઇશ અને મારી ખાત્રી છે કે અહિંની મહાસભાસમિતિ તમને પૂરી મદદ દેશે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.

૫. વાંચનાર! તમે ભાઇ હો કે બ્હેન, મને ખબર નથી કે આ વાંચીને તમારા મન ઉપર અને હૃદય ઉપર કેવી અસર થશે. મેં તમને બધું વર્ણન આપ્યું નથી. મારી શક્તિ પ્રમાણે મેં ચિત્ર આલેખ્યું છે. અસલ વસ્તુ તો જોયે જ ખબર પડે. હું તો આખો સમય શરમથી મરી રહ્યો હતો; પુરુષે સ્ત્રી પ્રત્યે કરેલા અપરાધનું માપ કહાડી રહ્યો હતો. આ બ્હેનો કંઇ ઇરાદાપૂર્વક નથી પડી; પુરુષે તેમને પાડી છે. પોતાના વિષયભોગને અર્થે તેણે સ્ત્રીની ઉપર ભારે અત્યાચાર કર્યો છે. જેને લાગી આવે તેણે પ્રાયશ્ચિત્ત રૂપે પણ પડેલી બ્હેનોને હાથ દેવો જોઇએ. જેમ જેમ આ બ્હેનોનો ચિતાર મારી પાસે ખડો થાય છે, તેમ તેમ હું વિચારૂં છું કે એ મારી જ બ્હેનદીકરીઓ હોય તો? હોય તો શું? છે જ. તેમને ઉડાડવી અને મારૂં અને દરેક મર્દનું કામ છે. તેથી જ મને રેંટિયાનો સૂર વહાલો લાગે છે. એ

સ્ત્રીની રક્ષા કરનારો કોટ છે. હિન્દુસ્થાનમાં રહેતી આવી બહેનોને ટેકો આપનાર બીજી એકે વસ્તુ હું નથી જોતો. પણ તે કામ જ્યાંસુધી દરેક શહેરના સાધુપુરુષો ન ઉપાડી લે, ત્યાંસુધી ન બને.

૬. બહેનો ! હવે જાણ્યા પછી તો તમારે પણ વિચારવાનું છે. પતિત બહેનોના હૃદયમંદિરમાં તો તમારાથી જ પ્રવેશ થાય. તમે જ્યાંસુધી આવી બહેનોના ઉદ્ધારને સારૂ કમર ન કસો, ત્યાંસુધી મારા જેવાના પ્રયાસો પણ નિષ્ફળ જવાના.

૭. સ્વરાજ્ય એટલે પતિતોનો ઉદ્ધાર.



# ૪. શિયળ.



૧. જ્યાં પવિત્રતા છે ત્યાં જ નિર્ભયતા સંભવે. આપણાં મન એટલાં મેલાં થઇ ગયાં છે કે આપણને સ્ત્રીઓની પવિત્રતાને વિષે ભય જ લાગ્યાં કરે છે. આમાં આપણે દુનિયાને વગોવીએ છીએ. સ્ત્રીઓને આપણે એટલી નમાલી સમજીએ છીએ કે તેઓ તો જાણે પોતાની પવિત્રતા જાળવવાને લાયક જ નથી, અને પુરુષોને આપણે એવા પતિત માનીએ છીએ કે તેઓ પરસ્ત્રીઓને જાણે કેવળ પોતાની નિર્લજ્જ દૃષ્ટિએ જ જૂએ છે. બન્ને માન્યતાઓ આપણને શરમાવનારી છે. જો આપણે સ્ત્રીપુરુષો એવાં જ હોઇએ તો આપણે સ્વરાજ્યને સારૂ તદ્દન નાલાયક જ છીએ એમ આપણે સ્વીકારવું જોઇએ. અંગ્રેજ સ્ત્રીપુરુષો મર્યાદા જાળવતાં જ નથી એવું માની લેવાનું આપણને મુદ્દલ કારણ નથી. અંગ્રેજ સ્ત્રીઓ સેવાનાં અનેક કાર્યોમાં રોકાયેલી હોય છે, જ્યારે આપણને એકાદ નર્સ (આયા) જોઇએ તો તેટલી પણ મળવી ભારે થઇ પડે છે.

૨. જો ખરે જ સ્વરાજ્ય નજીક આવી રહ્યું હોય તો સ્ત્રીઓ પોતાની પવિત્રતા જાળવવા દિવસે દિવસે વધારે તૈયાર થતી જશે. તેમના મનમાંથી બીક જવી જોઇએ. સ્ત્રી પોતાની પવિત્રતા સાચવવા લાયક નથી એ માન્યતા ખોટી છે, અનુભવથી વિરુદ્ધ છે, અને સ્ત્રીપુરુષ બન્નેને લજ્જા પમાડનારી છે. એવા નરપશુ અવશ્ય દુનિયામાં પડ્યા છે કે જેઓ બળાત્કાર કરે છે. પણ જે સ્ત્રીને પોતાની પવિત્રતાનું ભાન છે તે સ્ત્રીની ઉપર બળાત્કાર કરનારો પુરુષ આજ લગી જન્મ્યો નથી અને જન્મવાનો નથી. હા એટલું ખરૂં છે કે દરેક સ્ત્રીમાં એટલું યોગબળ, એટલી પવિત્રતા નથી. નથી તેનું કારણ પણ આપણે જ છીએ. બાળાઓને આપણે પ્રથમથી જ એવી તાલીમ આપીએ છીએ કે તે પોતાનું શિયળ જાળવવા સમર્થ ન રહે. છેવટે સ્ત્રી થયે એ શિક્ષણ અથવા કુશિક્ષણ તેના મનમાં ઠસી જાય છે અને તે

એમ જ માને છે કે હરકોઇ પુરુષના હાથમાં સ્ત્રી તો કેવળ અપંગ છે, પણ જો સત્ય અને પવિત્રતા એવી વસ્તુ દુનિયામાં હોય તો હું નિઃશંકપણે કહેવા ઇચ્છું છું કે સ્ત્રીમાં પોતાની રક્ષા કરવાની પૂરી શક્તિ પડેલી છે. જે સ્ત્રી દુઃખને સમયે રામને સંભારશે તેની તે રક્ષા કરશે જ. જે મરવાને તૈયાર છે તે સ્ત્રીને કયો દુષ્ટ બોલાવી શકનાર છે ? તેની આંખમાં જ એટલું તેજ હશે કે સામેનો વ્યભિચારી પુરુષ થીજી જવાનો.

૩. મરવાની શક્તિ બધામાં છે, બધામાં તે ઇચ્છા નથી હોતી. જ્યારે સ્ત્રીને કોઇ અપવિત્ર બનાવવાનો પ્રયત્ન કરે, જ્યારે પુરુષ પશુ બની વિષયાસક્ત થવા જાય તેવે સમયે બન્નેને આપઘાત કરવાનો હક્ક છે, એમ કરવું બન્નેની ફરજ છે. જેનામાં બળ છે તે આપઘાત સહેલાઇથી કરી શકે છે, ગમેતેવા બળવાનના પંજામાં ફસાયેલી સ્ત્રી કે પુરુષ પોતાની જીભ કચરીને કે હાથ છૂટા હોય તો ગળાનો ટોટો પકડીને પ્રાણત્યાગ કરી શકે છે. જે સ્ત્રી કે પુરુષ મરણિયા થયાં છે તે ગમે તેટલી રીતે બંધાયેલાં હોય, ઝાડની સાથે બંધાયેલાં હોય, તોપણ હાડકાં તૂટી પડવાની દરકાર ન કરે તો પોતે તેમાંથી ખરી શકે છે. બળવાન્ દુર્બળને વશ કરે છે, કેમકે દુર્બળને જીવ વહાલો હોય છે, તેથી તે મરી જવા જેટલું બળ નથી કરતો. ગોળ ઉપર ચડેલો મંકોડો પોતાનો પગ તૂટવા દે છે, પણ આપણા જોરને વશ નથી થતો. બચ્ચું બહુ બળ કરે છે, ત્યારે માબાપ બચ્ચાના હાથ પોતાના પંજામાંથી જવા દે છે, કેમકે જો ન જવા દે તો બાળકનો હાથ ખરી જવાનો સંભવ હોય છે. દરેક માણસમાં પોતાના એકેએક અંગનો ભંગ કરવા જેટલી તાકાત હોય જ છે, પણ તેથી થતું–પ્રાણ જતાં થતું–દુઃખ સહન કરવા દરેક માણસ તૈયાર નથી હોતો. પણ એવી તૈયારી કરવી તે સ્વરાજ્ય-વાદીનો–પ્રત્યેક સ્ત્રીપુરુષનો ધર્મ છે. જો એવી શક્તિની માગણી ઇશ્વર પાસે દરરોજ કરીએ તો તે અવશ્ય મળે છે. પ્રત્યેક બહેનને મારી પ્રાર્થના છે કે તે રોજ સવારે ઉઠીને આટલો નિશ્ચય કરેઃ " હે ઇશ્વર ! તું મને પવિત્ર રાખજે; મારી પવિત્રતાનું રક્ષણ કરવા જેટલું બળ આપજે અને હું પ્રાણ ત્યાગ કરીને પણ મારી પવિત્રતા જાળવી શકું એટલી શક્તિ આપજે. તારા જેવો રખેવાળ છતાં મને ભય કોનો છે ? " સદ્‌ભાવે કરેલી આવી પ્રાર્થના પ્રત્યેક સ્ત્રીનું રક્ષણ કરશે જ.

૪. ઉપલા વિચારોની ચર્ચા કરતાં પુરુષ હોઇ હું શરમાઉં છું. શું પુરુષ, જે પોતાની માતાના ઉદરમાંથી જન્મ પામ્યો છે, જેનો ભાર માતાએ નવ માસ ઉંચક્યો છે, જેને સારૂ માતા દુઃખી થઇ છે, જેને સૂવાડીને માતા સૂતી છે, જેને ખવડાવીને માતાએ ખાધું છે, તે માતાની જ જાતિનો શું તે દ્રોહી જન્મ્યો છે કે જેથી સ્ત્રીજાતિએ પુરુષથી ડરવું રહ્યું ? સ્ત્રી કંઇ વ્યાઘ્રાદિના ડરથી નથી ભાગતી, પણ માત્ર પુરુષના વ્યભિચારથી ડરતી ભાગે છે. સ્ત્રીને તો પ્રયત્ન કરવા હું વિનવી ચૂક્યો. પુરુષને પણ વિનવવા માગું છું. તે પોતે માતાની જાતિને નિર્ભય કરવા બંધાયેલો નથી ? શું તે નિરંતર પ્રાર્થના ન કરે ? " હું એક પણ પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરૂં તે પહેલાં તું મારો પ્રાણ હરજે. જ્યારે હું વ્યભિચારી બનું ત્યારે તું મને પ્રાણત્યાગ કરવાની શક્તિ આપજે. મારામાંથી દુષ્ટ વિકાર માત્રને કહાડજે કે જેથી એક પણ સ્ત્રી મારાથી ડરે નહિ, પણ મને પોતાને ભાઇ સમજી સુરક્ષિત રહે." જ્યાંસુધી હિંદુસ્થાનના પુરુષો સ્ત્રીસમાજની રક્ષા કરવા સમર્થ નથી થયા, ત્યાંસુધી હે પ્રભુ ! તું અમને ગુલામ જ રાખજે એવી મારી પ્રાર્થના છે. જે દેશના પુરુષો પોતે જ સ્ત્રીની રક્ષા કરતા નથી તે પુરુષો પુરુષ નથી, અને તેમને સારૂ તો ગુલામી જ છે.

૫. પણ મને સંપૂર્ણ આશા છે કે હિંદુસ્થાનનાં સ્ત્રીપુરુષો બન્ને પોતાની મર્યાદા સમજી ગયેલા છે; બન્નેએ પવિત્રતાનો સ્વાદ ચાખ્યો છે. એક બાળાને નિર્ભયપણે ખાદીની ટોપી વેચતી જોઇ, ત્યારે મને શેર લોહી ચડ્યું. તેને કોની બીક હતી ? તે જાણતી હતી કે બધા પુરુષો તેને ભાઇ સમાન છે, આપ ભલા તો જગ ભલા. જો સ્ત્રીઓ બધી નિર્દોષ પ્રવૃત્તિઓમાં ભાગ લેતી નહિ થાય, તો તેનું કારણ પુરુષોનો સ્વાર્થ અથવા સ્ત્રીનાં આળસ કે અજ્ઞાન હોઇ શકે. સ્ત્રીને ઘરકામમાંથી નવરી જ ન થવા દે અથવા સ્ત્રી પોતાના શણગારમાંથી કે વાતોના રસમાંથી નવરી જ ન થાય તો તે દેશસેવા શું કરે ?



# ૫. શિક્ષિત સ્ત્રીઓની ફરજ.



૧. શિક્ષિત સ્ત્રીઓ અશિક્ષિતનો સમાગમ નથી કરતી; ઘણી વાર નથી ઇચ્છતી. આ રોગ દૂર થવો જોઇએ; શિક્ષિત સ્ત્રીઓને તે બાબતમાં પોતાની સહજ ફરજનું ભાન થવાની જરૂર છે. આવા દોષોમાંથી પુરુષવર્ગ પણ મુક્ત નથી, પણ સ્ત્રીવર્ગને પુરુષોની પાછળ ચાલવાની આવશ્યકતા નથી. સ્ત્રીમાં નવી ભાવનાઓ ઉત્પન્ન કરવાની અને તેને અમલમાં મૂકવાની જે શક્તિ રહેલી છે તે પુરુષમાં નથી.

૨. પુરુષ પ્રમાણમાં અવિચારી, ઉતાવળો અને સદાય નવીનતાની શોધમાં રહે છે. સ્ત્રી ગંભીર ધીરજવાન અને પુરાણી વસ્તુઓને ઘણે ભાગે પકડી રહેનારી જોવામાં આવે છે. એટલે જ્યારે તેને કોઇ પણ નવી વસ્તુ સૂઝે છે, ત્યારે તેની ઉત્પત્તિ તેનાં હૃદયકમળમાંથી જોવામાં આવે છે. એ પ્રમાણે ઉદ્ભવેલી વસ્તુને વિષે તેને અચળ શ્રદ્ધા હોય છે, અને તેથી તેનો પ્રચાર જલ્દી થઇ શકે છે. એટલે મારી માન્યતા છે કે જો શિક્ષિત સ્ત્રીઓ કેવળ પુરુષની નકલ કરવાનું છોડી દઇ સ્ત્રીઓ વિષેના મહાન્ પ્રશ્નોનો સ્વતંત્ર વિચાર કરે તો આપણે ઘણી ગુંચવણો સહેલાઇથી ઉકેલી શકીએ.

૩. વિધવાનો સવાલ જેવો તેવો નથી. તેમાં ઘણી સ્ત્રીઓ પ્રાણાર્પણ કરી શકે છે. વિધવા પોતાની ઇચ્છાનુસાર પુનર્લગ્ન કરે એ એક વાત છે પણ પુનર્લગ્ન કરવાનું બાળવિધવાઓને શીખવવા પાછળ કાળક્ષેપ કરવો તે તદ્દન જૂદી વાત છે. તેને બદલે સ્ત્રીઓ ઘરભંગ થયેલા પુરુષને નહિ વરવાનો અથવા પોતાની દીકરી નહિ દેવાનો, તેમ જ પારણામાં ઝૂલવાને લાયક બાળવરને પોતાની દીકરીઓની આહુતિ નહિ આપવાનો દૃઢ નિશ્ચય કરે અને કરાવે તો એમાંથી હિંદુસ્થાન સરસ પરિણામ; ચાખે એવો મને વિશ્વાસ છે. નાની

મોટી સેંકડો વિધવાઓનો ઉપયોગ દેશને કેમ મળે એ બહુ વિચારવા જેવું છે; અને એ વિચાર શિક્ષિત સ્ત્રીઓ ન કરે તો કોણ કરશે?

૪. કેટલીક વિધવાઓ હવેલીમાં કે કહેવાતા સાધુસંતોની સેવામાં સમય ગાળે છે અથવા તો ટાહ્યલામાં. હવેલીએ જવામાં જ ધર્મ છે એવું મને ભાસતું નથી. હેતુસર હવેલીએ જવાથી ફાયદો ન થાય એમ પણ કહેવા નથી ઇચ્છતો, પણ બીજાં કાર્યો છોડીને હવેલીમાં બેસવું એ પરમાર્થની પરિસીમા છે. એવો વિચાર તો કેવળ વહેમ રૂપ જણાય છે. તે જ પ્રમાણે જે સાધુસંતને કોઇ પ્રકારની સેવાની જરૂર નથી તેની પાસે બેસી રહેવું અને તેની અનેક પ્રકારની સેવા કરવી એમાં બંનેનો બિગાડ છે, અને વ્યર્થ કાળક્ષેમ છે. આવી પ્રવૃત્તિમાંથી કહાડીને હિંદુસ્થાનનો ઉપકાર કરવાની પારમાર્થિક પ્રવૃત્તિમાં વિધવાઓને જોડવી એ તેમનું શુદ્ધ પુનર્લગ્ન છે. આ સાહસ શિક્ષિત સ્ત્રીઓ કાં ન કરે? કરવાને ઇચ્છનારી એવી સ્ત્રીઓએ પોતે પ્રથમ તો ઉદ્યોગની પાઠશાળાનો પહેલો પાઠ ભણવો જોઇશે, રૂ કાંતવું જોઇશે અને સાળે બેસવું જોઇશે.

૫. બીજાની તપશ્ચર્યા વડે જેમ આપણને વિમાન નથી મળી શકતું, તેમ પુરુષ થકી સ્ત્રી જાતિની ઉન્નતિ નહિ થાય. પુરુષ સ્ત્રીની ઉન્નતિ ન ઇચ્છે અથવા સ્ત્રી પુરુષની મારફતે ઉન્નતિ ન મેળવે એમ કહેવાનો આશય અહિં નથી, પણ હરકોઇ વ્યક્તિ કે જાતિ આપબળથી જ ઉન્નતિ મેળવી શકે છે એ સિદ્ધાંત આપની સમક્ષ મૂકવા ઇચ્છું છું. એ નવો નથી પણ ઘણી વેળા તેનો અમલ કરતાં આપણે ચૂકી જઇએ છીએ.

૬. જો મારૂં કહેવું યોગ્ય હોય તો ઘણી બહેનો જેઓને પોતાની દશાનું ભાન નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે. એનો અર્થ એમ થયો કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઇ, તમને જે મળ્યું છે તે એમને આપશો. જો તમે પુરુષવર્ગની ધાર્મિક, રાજ્યપ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતાં થઇ ગયાં હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો. જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદો ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બહેનોને જણાવશો. આમ કરતાં તમે ચડશો અને તેઓને ચડાવશો.

# ૬. બહેનોને બોધ.



## ( ૧ )

૧. જેમાં હિંદુસ્થાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્થાનનો ઉદ્ધાર ન થઇ શકે એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મારે કરવી છે. પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

૨. મને એક કાગળ મળ્યો છે તેમાં જે ખબર છે તે આપણને બધાંને શરમ ઉપજાવનારી છે. તેમાં ખબરપત્રી લખે છે કે ઢેડોની સ્ત્રીઓ જેને ઘરમાં કંઇ કામ નથી મળતું, તેઓ બહાર મજુરી કરવા જાય છે અને ત્યાં તે સ્ત્રીઓની લાજ લૂંટાય છે. આ વાત આ બહેનોના દીન બની ગયેલા પુરુષ સગાં જાણે છે, છતાં સાંખી રહ્યા છે.

૩. ઉપર પ્રમાણેની અનીતિનો દાખલો એક જ નહિ હોય એમ તો તમે ખચિત માની લેશો. ઉમરેઠમાં હું હતો ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે ત્યાંની ઘણી બાઇઓ દાળ વીણીને પોતાના આજીવિકાના સાધનમાં કંઇક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યાં દાળ લેવા અને દેવા જવું પડે છે, ત્યાં અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાંખવા પડે છે. આવું હું આખા હિંદુસ્થાનમાં ભમતાં ચાર વર્ષ થયાં અનેક જગ્યાએ સાંભળી રહ્યો છું. મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલાં જ્યારે આપણી માતાઓ કરોડોની સંખ્યામાં સૂતર કાંતતી હતી, ત્યારે આવું નહિ થતું હોય.

૪. આપણી ગફલતથી કહો, આળસથી કહો કે બેદરકારીથી કહો, પણ ઘણી ગરીબ બહેનો સ્વતંત્ર ધંધાને અભાવે અત્યાચારનો ભોગ થઇ પડે છે. તેથી આપણને કમકમાટી ઉપજે છે. આપણે શું કરીએ છીએ ? તેને સારૂ ઠરાવો કરીને આપણે સરકાર પાસેથી ન્યાય મેળવવાનો નથી. તેને સારૂ તો

આપણે પોતે યથાશક્તિ કાર્ય કરવાનાં છે. તમારે દરેક બહેને આ અત્યાચાર કેમ મટે તેને સારૂ ઉપાયો યોજવાના છે. તમને વિચાર કરવામાં, ઉપાયો સૂઝાડવામાં મદદ કરવી એ આ લેખનો હેતુ છે.

૫. ગરીબ બહેનોનું અને જો મને ખરૂં પૂછો તો બધી બહેનોનું શિયળ જાળવવાને સારૂ રેંટિયાની વાડ સૌથી સરસમાં સરસ છે. તમે કદાચ કહેશો કે ગરીબ બહેનોનું તો જાણ્યું, પણ બીજીઓને રેંટિયાની સાથે શો સંબંધ છે? આપણામાં એક ભારે કહેવત છેઃ 'નવરો બેઠો નખોદ કહાડે.' હું જાતિ અનુભવથી કહી શકું છું કે આળસ એટલે નવરા બેસવું એ વિષયોને ઘણી સારી પેઠે પોષે છે. પૈસે ટકે સુખી એવી બહેનો પોતાનો વખત વાતોના ચાપડા મારવામાં કે એવી બીજી રીતે નકામો ગાળે તેના કરતાં કંઇક ઉપયોગી ધંધોમાં ગાળે તો તેમનું મન, હાથ તથા પગ રૂડી રીતે રોકાય, અને રેંટિયો કાંતવાનો ધંધો કરે તો એવડો ફાયદો થાય. એક બહેન થોડા જ દિવસ થયા વિધવા થઇ છે. તેને રેંટિયાની પ્રવૃત્તિની ખબર પડી. સારા ઘરની એ બાઇ એક વર્ષ સુધી તો બહાર ન જ જઇ શકે, તેથી તેણે સૂતર કાંતવાનું કાર્ય હાથ કર્યું. છ દહાડામાં લગભગ અચ્છેર સૂતર ઝીણું કાંતીને મોકલી આપ્યું. તેની પવિત્ર આશા એવી હતી કે પોતાના કુટુંબનાં કપડાં માટે પૂરૂં થાય એટલું સૂતર ખૂણો છોડે તેના પહેલાં સહેજે કાંતી કહાડવું.

૬. પણ હું તો મારા વિષયની બહાર ગયો. ગરીબ બહેનો જે પરવશ થઇ પોતાનું શિયળ છોડે છે તેને કેમ મદદ કરાય, એ વિચાર આપણે તો કરવાનો છે. જો તમે તમારો બધો વખત એ જ કામમાં ગાળી શકો તો તમે ગામડાંઓમાં ભટકો, ત્યાં તમારી ગરીબ બહેનો શું કરે છે એ શોધી કહાડો, તેઓને કાંતતાં ન આવડે તો શીખવો, તેઓને રૂની પૂણીઓ પૂરી પાડો અને તેઓની પાસેથી સૂતર મેળવી તેની મજુરી આપો.

૭. હું કબૂલ કરૂં છું કે બધી બહેનો પોતાનો બધો વખત નહિ આપી શકે. જેઓ થોડો જ વખત આપી શકે એવી છે, પોતાનું ગામડું કે શહેર ન છોડી શકે એવી સ્થિતિમાં છે, તે બહેનો પોતાના લત્તાની જ કે પોતાના ગામડાની જ સંભાળ રાખી શકે છે. સુજાણ બહેનો પોતાનું જ સંભાળીને સંતોષ ન માને પણ પોતાનામાં જે ભલાઇ હોય તે બીજાને વિષે પણ ઇચ્છે. એટલે તમારી પાડોશણની સ્થિતિ તપાસી તેઓના જીવનમાં તમે ભાગ લો

અને તમારા લત્તામાં કાંતવાનું મંડળ કે કાંતવાની 'કલબ' કહાડો, તમારી ઓછા નસીબવાળી બહેનને તમે ટેકો દઇ આગળ વધારો.

૮. તમે એટલું પણ ન કરી શકો? બીજી બહેનોની ઉપર અસર પાડવાની તમારી શક્તિ તમે ન માનતાં હો અથવા તમને તેટલી ઇચ્છા ન હોય તો તમે પોતે કાંતવાનું શીખી, હંમેશાં અમૂક મુદત લગી કાંતી, બીજી બહેનોને દાખલા બેસાડી શકો છો, અને તમે પોતે મફત સૂતર કાંતી એટલે દરજ્જે ગરીબ બહેનોને વધારે દ્રવ્ય મળી શકે એવી સ્થિતિ ઉત્પન્ન કરી શકો છો. આવાં કાર્યો કેટલીક બહેનોએ શરૂ કરી દીધાં છે. પ્રજાજીવનને પોષનારી, ગરીબોને મદદ કરનારી, હજારો સ્ત્રીઓના શિયળને સાચવનારી, હિન્દુસ્થાનને સહેલાઇથી આર્થિક સ્વતંત્રતા અપાવનારી આ મહાન્ પ્રવૃત્તિમાં તમે તમારી શક્તિ પ્રમાણે કંઇક પણ ભાગ લો એવી ઉમેદ રાખું છું.

૯. હું ધનિક અને શિક્ષિત બહેનોને વિનંતિ કરવા ઇચ્છું છું કે જો તમે તમારી ગરીબ બહેનોના શિયળની રક્ષા કરવા ઇચ્છતા હો તો હાથેથી સૂતર કંતાવવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લો. આ સ્થળે બીજા ધંધાઓને બદલે આ ધંધો પ્રવર્તાવવાનો કેમ આગ્રહ કરું છું તે વિષે બધી દલીલો દેવા ઇચ્છતો નથી. આટલું જ કહેવું બસ છે કે કાંતવું એ આપણો પુરાતન ખાનદાની ધંધો ગણાયો છે અને તેમાં રાણીઓ સુદ્ધાં જોડાયેલી રહેતી. કાંતવાનું કામ શીખવું એ ઘણું સહેલું છે. કાંતવાનો સંચો હરકોઇ સામાન્ય શક્તિવાળો સુતાર બનાવી શકે છે. અને તે ઉપર કરોડો બહેનો સૂતર કાંતે તોપણ તે હિન્દુસ્થાનમાં જ ખપી શકે તેમ છે. તે લગભગ અનાજના જેવી જ ઉપયોગી વસ્તુ હોઇ ક્ષણિક પ્રવૃત્તિ ન કહેવાય. એમાં બહુ શારીરિક બળની જરૂર નથી; અને તે કાર્ય ગમે ત્યારે પડતું મૂકીને ગમે ત્યારે પાછું શરૂ કરી શકાય છે, તેથી એ ફુરસદનો ધંધો પણ કહેવાય છે. જો કેટલીક સમજુ બહેનો આ પ્રવૃત્તિ ચલાવે તો મેં ઉપર બતાવ્યા તેવા અત્યાચારો થતા અટકે. એટલે કે કોઇ બહેનને પોતાને અનુકૂળ ધંધાને અભાવે જેમાં પોતાનું શિયળ જરા યે જોખમમાં આવી પડે એવા કામમાં ન જ જવું પડે.

૧૦. પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખૂબસુરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કુબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે કેવાં સીતાજી અને દમયંતીને પૂજીએ છીએ? ઝીણું કપડાં પહેરનારી દમયંતીને, ઝીણું કપડાં પહેરનારી સીતાજીને? નહિ. અર્ધે વસ્ત્રે વનમાં ભ્રમનારી દમયંતીને, ૧૪ વર્ષ વનવાસ ગાળનારી સીતાજીને આપણે પૂજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ કરેલું તે શું ઝીણું કપડાં પહેરતી હશે? એ વખતે તો પાંદડાંથી એબ ઢાંકતાં. બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઇચ્છતાં હો તો પહેલું પગથિયું એ છે કે તમે સ્વદેશીધર્મ સમજી લો. પોતાને જ હાથે કાંતેલું સૂતર અને પોતાના જ ઘરના પુરુષોએ ગાતાં ગાતાં વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશીધર્મ. હું પોતે સાચો ખૂબસુરત છું, કારણકે મેં પહેરેલાં કપડાંમાં બહેનોને હાથે કંતાયેલું સૂતર પુરુષોએ પ્રેમથી વણેલું છે. જો તમારે રાવણરાજ્યમાંથી સ્વતંત્ર થઇને રામરાજ્ય સ્થાપવું હોય, તો તમારે સ્વદેશીધર્મનો અંગીકાર કરવો, રેંટિયો ઘરમાં દાખલ કરવો. રેંટિયો શીખવનારી અત્યારે તો તમને ઘણી મળી શકશે. ઓછામાં ઓછું પ્રત્યેક બહેન ઇશ્વરભજન કરતી કરતી એક કલાક તો કાંતે જ. એ સૂતરનાં તમે કપડાં વણાવી નાખજો.

૧૧. રામરાજ્ય સ્થાપવાનો માર્ગ સીતાનો માર્ગ છે. સીતાજીએ રાવણને મોકલેલી મિઠાઇઓ, આભૂષણો, ઇત્યાદિનો ત્યાગ કર્યો હતો, તેમ હિન્દુસ્થાનની પુત્રીઓએ કરવો રહ્યો. ગરીબોની ભૂખ ભાગે નહિ, ત્યાંસુધી તેમની આંતરડી દુવા દે નહિ. એ ભૂખ રેંટિયો જ ભાંગે. પવિત્ર સ્ત્રીનો આશીર્વાદ જ ફળે, તેથી સ્ત્રીઓએ વધારે પવિત્ર સાદાં અને સારાં બનવું રહ્યું.

૧૨. પરદેશી મલમલ છોડીને હાથનું વણેલું પહેરવું પ્રથમ તમને ભારે તો પડશે જ. મુંબઇની કેટલીક બહેનોએ મારી આગળ ફરિયાદ કરી કે અમારી સાડી પહેલાં ૪૦ તોલાથી ઓછી થતી તે હવે ૭૦ તોલાથી યે વધી જાય છે. મેં તેમને જરા અલંકારિક ભાષામાં જવાબ આપ્યો કે કપડાંનો ભાર ઓછો કરીને તમે તમારો પોતાનો ભાર આજ સુધી હલકો કર્યો છે. સ્ત્રીઓ નવ માસ સુધી ગર્ભનો ભાર આનંદ સાથે ઉંચકે છે. પ્રસવકાળની

ભારે વેદનાઓ સુખે સહન કરે છે. આજે તો ભારતવર્ષનો પ્રસવકાળ છે, આ નવા ભારતના પ્રસવકાળમાં તમે જાડાં કપડાંનો ભાર ઉપાડવા જેટલા પણ તૈયાર ન થાઓ ? એ ભાર ઉપાડશો તો જ તમે ભાર ઉપાડવા હિન્દુસ્થાનને સ્વતંત્ર બનાવી શકશો. હિન્દુસ્થાનને નવો જન્મ આપવો હોય તો દરેક સ્ત્રીએ નવ માસ શું નવ વર્ષ પણ ભારે ખાદીનો ભાર ઉપાડવો જોઇશે.

૧૩. હિન્દુસ્થાનને ખાતર, હિન્દુસ્થાનની ગરીબ સ્ત્રીઓની પવિત્રતાની રક્ષાને ખાતર ગુજરાતની બહેનોએ ઇરાદાપૂર્વક ખાદીની સાડીનો ભાર ઉંચકવો ઘટે છે.

૧૪. જો તમારે સીતાજી જેવાં પવિત્ર થવું હોય, અનેક જાતનો સૂક્ષ્મ માનસિક વ્યભિચાર છોડવો હોય અને તમારી બીજી બહેનો પાસેથી છોડાવવો હોય, પાખંડમાંથી પવિત્ર ધર્મ શીખવો હોય, તો તમારે આ સ્વરાજ્યની હિલચાલમાં પૂરો ભાગ લેવો જોઇએ. પાખંડ શું અને ધર્મ શું એની પરીક્ષા તો દરેક જણને આવડવી જ જોઇએ.



# ૭. બહેનોને બોધ.

( ૨ )

૧. મને સ્ત્રીઓનું શિયળ વહાલું છે, અને તે સાચવવાનો સહેલામાં સહેલો ઉપાય મેં બતાવ્યો છે. એ સ્વદેશી છે. સ્વદેશીધર્મનું પાલન કરવામાં જેટલી મદદ સ્ત્રીઓ કરી શકે છે તેટલી પુરુષો નહિ કરી શકે. જ્યારે ભારતવર્ષની પુત્રીઓ સૂતર કાંતી પોતાને અને બીજાને ઢાંકતી હતી, ત્યારે ભારતવર્ષ ભલે ગરીબ હોય પણ આજની જેમ કંગાળ ન હતું. ત્યારે ભારતવર્ષની સ્ત્રીઓ પોતાનું સતીત્વ જેમ જાળવી શકતી હતી તેમ આજે નથી જાળવી શકતી, એ હું જોઇ રહ્યો છું. તેથી બહેનોની આગળ વળી પણ એ જ વસ્તુ મૂકું છું.

૨. બધી બહેનો ઓછામાં ઓછો એક કલાક હંમેશાં સૂતર કાંતવામાં આપો.

૩. બધી બહેનો સાદાઇને ધર્મ જાણી તેમાં જ શણુગાર સમજો, અને કુમારિકાઓએ કાંતેલા સૂતરમાંથી જે કપડાં પેદા થાય તેને પવિત્ર સમજી તે વડે તમારાં અંગ ઢાંકો.

૪. આમાં જ હું તો હિંદુસ્થાનને સારૂ સ્વરાજ્ય પણ જોઉં છું, બહેનો પણ જોઇ શકે એમ ઇચ્છું છું.

૫. કોઇ માણસ પ્રતિ આપણને જે માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ હંમેશાં તેનું અનુકરણ કરીને આપણે સારામાં સારી રીતે બતાવી શકીએ.

૬. હિંદુસ્થાન પાસે હું જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફરી સત્યયુગ આવે એ જ છે.

૭. હિંદુસ્થાનમાં આપણે જે કામ પ્રથમ કરવાનું છે તે સ્ત્રીકેળવણીનું છે. કેળવણી હોય તો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે આપણને ઘણી વિદ્વત્તાની જરૂર નથી પણ ફક્ત ચારિત્ર્યની જરૂર છે.

૮. મારા ઉપર જે પ્રેમ બતાવો છો તે ઉપરથી હવે હું આપની પાસે મારા પર એવો પ્રેમ બતાવવા માગણી કરૂં છું કે આપણે ફરીથી સત્યયુગ આણવો. હિંદુસ્થાન પોતાનું રક્ષણ કરી શકે એમ છે. જો આપણે આપણા દેશમાં પેદા થયેલા વસ્ત્રને જ વાપરીશું તો નક્કી આપણે આપણા દેશને થોડા જ વખતમાં સુરક્ષિત કરી શકીશું. હું રેંટિયા માટે પ્રયત્નો કરી રહ્યો છું. રેંટિયાથી સ્ત્રીઓનું શિયળ જળવાય છે. આથી કોઇ બીજો ધંધો નથી કે જેમાં આપણી કરોડો બહેનો ઘેર બેઠાં પોતાનો સમય ગાળી શકે. આમાં કાંઇ બહુ અક્કલની જરૂર નથી. હિંદુસ્થાને સ્વાશ્રયી થતાં શીખવું જોઇએ. જ્યારે હિંદુસ્થાનમાં વીર નરો, વીરાંગનાઓ પેદા થશે, ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણે સત્યાગ્રહની વીરતા બતાવવાની છે. શસ્ત્રની વીરતા કરતાં આમાં વધુ વીરતાની જરૂર છે. જો તેમ થાય તો આપણે સ્વતંત્ર જ છીએ. હિંદુસ્થાનમાંથી જે કરોડો રૂપિયા જાય છે તેનું અને તમારી બહેનોનું રક્ષણ કરો.

૯. હું આપની પાસે જે કાર્યની માગણી કરૂં છું તે આપને ઠીક લાગતી હોય તો તમે તમારા દેશને માટે તે કાર્ય કરવા તૈયાર થઇ જજો.

૧૦. (૧) ગરીબવર્ગમાં ફરી, જ્યાં અન્નવસ્ત્રના સાંસાં પડે ત્યાં રેંટિયા દાખલ કરી, ભૂખમરો ટાળી, તેમને સ્વાશ્રયી બનાવવાં.

(૨) જ્યાં જ્યાં ગલીચી ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રી બાલકો હોય, પતિત દશા હોય, ત્યાં ત્યાં તેમને સંયમનાં, સ્વચ્છતાનાં, આરોગ્યનાં અને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો કરી આપી તેમને તેમની સ્થિતિનું–રહેણી કરણીનું–ભાન કરાવવું.

(૩) જ્યાં જ્યાં જ્ઞાનપ્રચારની આવશ્યકતા–અભિલાષા હોય, ત્યાં જ્ઞાનપ્રચારાર્થે જરૂરી સાધનો પૂરાં પાડવાં અને પોતે તે માટે પ્રયાસ કરવો.

૧૧. આ કાર્ય કરવા માટે પ્રથમ આત્મશુદ્ધિ, આત્મવિકાસ, ભગિનીભાવ અને વિચારવિનિમયની જરૂર છે.

૧૨. સમાજનું કાર્યક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજજડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કાંઇ જ ન ગણાય, અને ' હોમરૂલ ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઇ શકે. જ્યારે છાપખાનાં નહોતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવિશ કલાકમાં એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવિશ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા, તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એક જ મુખ્ય સાધન ગણાતું હતું, તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે થતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડા કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ. દરેક દિશાએથી લગભગ નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્યો વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાખી શકીશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાખી શકીએ. જનસમાજ મૂંગા કાર્યને પ્રધાનપદ આપો એવી તેમની પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

૧૩. આટઆટલાં પુસ્તકોનો અભ્યાસ કરવામાં આવે છે, પરંતુ તેમાંથી કશું વર્તનમાં ઉતારવામાં આવતું ન હોય તો તે તમામ ફોકટ છે, માટે એક ખાંડી વજન જેટલાં પુસ્તકો વાંચો તે કરતાં તેમાંથી એક અધોળ જેટલું પણ વર્તનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

૧૪. જગતમાં અનેક શાસ્ત્રો છે, તે દરેકનાં નામ હું તમારી પાસે લેવા માગતો નથી; પરંતુ તેમાંથી તમે તમારા વર્તનમાં જેટલે અંશે ઉતારો, તેટલું શાસ્ત્રનું રહસ્ય તમે પ્રાપ્ત કર્યું એમ માનવાને કશી હરકત નથી.

૧૫. આપણે અનેક પ્રતિજ્ઞાઓ કરીએ છીએ, પરંતુ તે પાળવાને કંઇ પણ લક્ષ રાખતાં નથી તે યોગ્ય નથી. જે જે પ્રતિજ્ઞા કરવામાં આવે તે તે સચોટપણે પાળવી જોઇએ. દેહ પડે તોપણ કરેલી પ્રતિજ્ઞા ચૂકવી જોઇએ નહિ.

૧૬. તમારૂં જીવન આદર્શમય બનાવો. રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે, પરંતુ હિંદમાં તે આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિંદુ કે મુસલમાન આપણે સર્વે આપણા પૂર્વજોનાં વારસદાર છીએ, અને એ વારસો ત્યારે જ સંભાળી શકીશું કે જ્યારે જીવનના આદર્શો પર સતત લક્ષ આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્ત્વિક વૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી, પરંતુ આજે તે નાશ પામેલી જણાય છે. જ્યાં જોઇએ ત્યાં દંભી જીવન જણાય છે. હરકોઇ કાર્ય પ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને ડગલે થઇ ગયું છે તે દૂર કરવું જોઇએ, અને જીવન સત્યમય બનાવવું જોઇએ.

૧૭. ગોમતીમાં સ્નાન કરો, અને મનને પવિત્ર ન કરો તો ઉલટાં તમે ગોમતીજીને ગંદી બનાવો છો. ડાકોરજીનાં દર્શન કરવા જઇએ અને કેવળ પગનો મેલ જ ત્યાં મેલીને પાછાં આવીએ તો એ દર્શન કશા યે કામ નહિ આવે. મનને પવિત્ર કરીએ, દિલમાં સારા ભાવો ઉત્પન્ન કરીએ, આપણે પોતાના વિષે જ્ઞાન મેળવીએ તો જ ડાકોરનાથનાં દર્શન ફળે. મારા જેવા અશ્રદ્ધાવાનને કે કોઇ ખ્રિસ્તીને દર્શન શું ફળશે ? એમ તો તમે પોતે જ કહેશો. હું તમને બતાવી દેવા ઇચ્છું છું કે આપણું મન જ્યાંસુધી સાફ નથી થયું, દિલ જ્યાંસુધી સાફ નથી થયું, ત્યાંસુધી ગોમતીનું સ્નાન કે રણછોડરાયનાં દર્શન કશું ન ફળી શકે.

૧૮. ઇશ્વરનું નામ ભજવું જરૂરનું છે, પણ પોપટની પેરે રામનામ લેવાથી મોક્ષ નથી મેળવી શકાતો, હૃદયમાં રામ હોય તો દયાધર્મ રહે, અને દયાધર્મ દિલમાં હોય તો બીજા લોકોને દુઃખ થાય તેવું વર્તન આપણે કરીએ નહિ. હું કહું છું કે તમે હાથે કાંતેલા–વણેલાં કપડાં નહિ પહેરો તો હજારો સ્ત્રીઓને નગ્ન રહેવું પડશે, ચીંથરાં પહેરવાં પડશે. આજે પણ હું તમને દેશમાં હજારો દમયંતીઓ દેખાડું. મેં એક બાઇને નહાવાનું કહ્યું તો એ કહે કે મને બીજું કપડું પહેરવાને આપો તો નહાઉં. દેશની આજ એવી કઠણ દશા છે !

૧૯. આપણે સ્વદેશીધર્મ છોડ્યો તેથી જ દેશ ગુલામ બન્યો. ખાદી ભારે લાગે છે એ ફરિયાદ તમે ન જ કરી શકો. તમને જાડા રોટલા આવડતા હોય અને બીજીને પાતળા રોટલા આવડતા હોય તો તમે તમારા જાડા રોટલા ખાશો કે પેલીના પાતળા માગીને ખાશો.

૨૦. ખાદીમાં ભાર હોય છે એવી ફરિયાદ માતાઓ તો ન જ કરી શકે. નવ મહિના પ્રજાનો ભાર આનંદથી ઉપાડનાર માતા એક શેર ભાર મને અસહ્ય થાય છે એવું કેમ કહી શકે ? તે વાંઝણી રહેવાને તૈયાર હોય તો જ એવું કહી શકશે. જ્યાંસુધી એ વાંઝણી રહેવા નથી ઇચ્છતી, પણ વીરોને અને વીરાંગનાઓને જન્મ દેવા ઇચ્છે છે, ત્યાંસુધી એ શબ્દો હું માતાની પાસે સાંભળવા નથી માગતો. તમારો દેશ જો નગ્નદશામાં છે તો તમે જાપાનની, ચીનની, ઈંગ્લાંડની કે ફ્રાંસની મીલમાં બનેલી સાડીઓને કેમ પહેરી શકો એ મારી સમજ બહારની વાત છે.

૨૧. મીલનું-દેશી મીલનું-કપડું પહેરવાથી પણ સ્વદેશીધર્મ પળાતો નથી, તેથી તો ઉલટું ગરીબોમાં વપરાતો માલ મોંઘો બનાવશો. દુઃખ ખમ્યા વગર તો સુખ નથી. રામે ૧૪ વર્ષ વનવાસ ભોગવ્યો ત્યારે સીતાજીને છોડાવ્યાં; નળે અનેક દુઃખ સહન કર્યાં ત્યારે એ અમર થઇ ગયો; હરિશ્ચંદ્ર, રાણી તારામતી અને રોહિતે ઘણાં દુઃખ સહન કર્યાં ત્યારે તેમના સત્યનો સૂર્ય બન્યો, અને તેનો પ્રકાશ દુનિયામાં પ્રસર્યો. તેથી દુઃખથી ન ડરતાં અને જાડી સાડીથી ન શરમાતાં હાથે કાંતીને વણાવેલું કાપડ વાપરો. હિન્દુ બહેનો જેમ અભડાયા પછી નાહી નાખે છે, તે પ્રમાણે પરદેશી કપડાંથી અભડાયેલી નાહી નાખે અને ફરીથી એ કપડાં ન પહેરવાનો નિશ્ચય કરે.*

૨૨. મારો બહેનો પરથી વિશ્વાસ નથી ગયો. તેમનામાં એટલી નિર્મળતા એટલી શ્રદ્ધા છે કે ધર્મરાજ્યની વાત સાંભળતાં જ તેઓ પીગળી, જાય છે. એમની પાસેથી જે ઘરેણાંના વરસાદ વરસે છે તેમાંથી મારામાં શ્રદ્ધા આવી છે.

૨૩. સ્વરાજ્ય ઘેર આવે ત્યારે હીરા, મોતી, આભૂષણો બધું પહેરજો. તે વખતે મને તમારા પર દ્વેષ નહિ આવે. અત્યારે તો મને દ્વેષ આવે છે. જોકે હું દ્વેષથી ઘણો મુક્ત થયો છું તોપણ જ્યારે હિંદુસ્થાન આટલું પડેલું છતાં શણગાર અને ઝવેરાત પહેરેલા કોઇને હું મારી પાસે જોઉં છું, ત્યારે મને દ્વેષ થાય છે. મને એમ થાય છે કે આ હજી કેમ નહિ સમજતાં હોય ?

---

* દેશી તેમ જ પરદેશી બધી મીલોના કાપડની ખેરમાં ચરબી અને હાડકાં આવે છે એ જ આભડછેટનું કારણ છે.

૨૪. અત્યારે હિંદુસ્થાન રાંડીરાંડ છે, તે વખતે આપણને ઘરેણાં કે શણગાર ધારણ કરવાનો અધિકાર કેમ હોય ? હજારો માણસો ભૂખે મરતાં હોય તે વખતે સોનાચાંદીના દાગીના પહેરાય જ કેમ ? તમે સૌ બહેનો સૌભાગ્ય સાચવવા જેટલા શણગાર રાખી બીજા બધા આપી દો. એ ભાવના હિંદી બહેનોમાં પ્રગટશે તે દિવસે દેવો આકાશમાંથી જોવા ઉતરશે. બહેનોએ સ્વરાજ્યનો, સ્વધર્મનો આ મંત્ર જાણી લેવો જોઇએ કે અત્યારે તેમની લાજ ઘરેણાં ઉતારીને જ સાચવી શકાય એમ છે.



# ૮. સ્ત્રીઓને હાથ સ્વાતંત્ર્ય.



૧. પ્રજાની સ્વતંત્રતા જાળવવી, ગઇ હોય તો એ મેળવવી, એ ધર્મ છે એમ સ્ત્રીઓ ન જાણે, ન કબૂલે, તો પ્રજાની રક્ષા અસંભવિત છે.

૨. દેવદર્શન કરવાં એ હું આસ્થા વધારવા સારૂ અગત્યની વસ્તુ સમજું છું. પણ જો સ્ત્રીઓ એમ માને કે તેમાં બધો ધર્મ આવી જાય છે તો એ વહેમનું સ્વરૂપ પકડી પ્રજાને હાનિ કરે છે. દેવદર્શન એ આત્મજ્ઞાનનું એક સાધન છે એમ જાણનારી સ્ત્રી સમજશે કે મંદિરોમાં પણ પ્રજાની સ્વતંત્રતાનો ધ્વનિ સંભળાવો જોઇએ, કેમકે સ્વતંત્રતા વિના ધર્મની રક્ષા અશક્ય છે. અમૃતસરમાં જ્યારે ડાયર સાહેબે કેર વર્તાવ્યો, ત્યારે લોકો ધર્મની શી રક્ષા કરી શક્યા હતા? ત્યારે પણ મંદિરોમાં સ્ત્રીઓ જતી, થોડા પુરુષો પણ જતા. ત્યાં જવું તેમને કઇ રીતે ફળ્યું?

૩. પણ જો સ્ત્રીઓ જાણતી હોત કે એના જૂલમમાંથી છૂટવું એ પ્રજાની પ્રથમ ફરજ હતી, તો સ્ત્રીઓ પોતાના ધણીઓને અને દીકરાઓને શૂરાતન ચડાવત અને તેમની ભીરુતા છોડવી સ્વમાનની રક્ષા કરાવત. પણ આ દેશમાં અત્યારે સ્ત્રીવર્ગ પ્રજાના કલ્યાણની ખરી વાતોથી વંચિત રહે છે તેથી તેની મદદ થોડી જ મળે છે.

૪. અગાઉ એમ ન હતું. સીતાજી રામચંદ્ર સાથે વનવાસમાં નિકળ્યાં અને તેમનાથી રામચંદ્રની પ્રવૃત્તિની એકે વાત અજાણી ન હતી. દ્રૌપદી પાંડવોની સહચરી થઈ અને તેની સાથે રખડી અને જ્યારે તેની લાજ લૂંટાવાનો સમય આવ્યો, ત્યારે તે પોતાના આત્મબળથી રક્ષા કરવાની શક્તિ ધરાવતી હતી એવું તેણે જગતની પાસે સિદ્ધ કર્યું. દમયંતી નળને પડખે તેની બધી પ્રવૃત્તિમાં ઉભી રહી એટલું જ નહિ, પણ ઉલટી એ નળની મૂર્ચ્છિત દશામાં તેની પાળક બની હતી.

૫. આજે સામાન્ય રીતે આપણે કહી શકીએ કે સ્ત્રીપુરુષ વિરોધી દશામાં જતાં ભાસે છે. સ્ત્રીને જેમ કરવું હોય તેમાં પુરુષ વચમાં પડતો નથી. તેના કેટલાક વહેમો દૃઢ થતા જાય છે. જોકે તેની આસ્થા હજુ અચળ રહી છે. પુરુષ પોતાને ફાવે તેમ વર્તે છે તેમાં સ્ત્રી વચ્ચે પડતી નથી.

૬. એટલે પ્રથમ સુધારો તો એ થવો જોઇએ કે સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઇ તેને ધર્મ જાણી સેવવો, અને જે સ્ત્રીને એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બ્હેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે. પુરુષની શક્તિને હદ છે. તેનાથી સ્ત્રીના ઉંડામાં ઉંડા ભાવો ન જ વર્તી શકાય.

૭. સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે છે, તેમ જ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દૃઢતા વિગેરે ગુણો ઉતારે. આજીવિકાનું શું થશે એવા વિચારમાં ન પડતાં સમજે કે જો પોતે અને પોતાની પ્રજા કામ કરનાર હશે તો આજીવિકા સહેલી વસ્તુ છે.

૮. પોતાનાં છોકરાં સરકારી નિશાળમાં જતાં હોય તો તેને નિશાળોમાંથી ઉઠાડી લેવાં એ સ્ત્રીઓનો તાત્કાલિક ધર્મ છે.

૯. પણ સર્વથી મહાન્ કાર્ય–હંમેશાંને સારૂ કરવાનું કાર્ય–તો સ્વદેશી છે. સ્વદેશી વિના પ્રજાનું શરીર નભી જ ન શકે. પ્રજા અન્નવસ્ત્રની ભૂખે પીડાય છે તેનું કારણ મુખ્યપણે એ છે કે પ્રજાની પાસે દ્રવ્ય નથી. પ્રજા પોતાનાં વસ્ત્રાદિ બનાવવાની શક્તિ ધરાવે છે; તે છતાં બનાવવાને બદલે બહારથી મંગાવી પહેરે છે, તેથી પ્રજાનું લોહી પ્રતિ વર્ષ ચૂસાતું જાય છે. આ ખોડ સ્ત્રીઓના સાહસ વિના દૂર થવાની નથી.

૧૦. ૫૦ વર્ષ ઉપર આપણી સર્વ બહેનો–હિંદુ મુસલમાન તમામ–સ્ત્રીઓના ઘરમાં પવિત્ર રેંટિયો ચાલતો હતો, અને પ્રત્યેક સ્ત્રી હાથથી બનેલા સૂતરનું કાપડ વાપરતી હતી. હું બહેનોને કહેવા માગું છું કે આપણે જ્યારે સ્વદેશીધર્મ છોડ્યો, ત્યારથી આપણું અધઃપતન શરૂ થયું. આપણા ઉપર ગુલામી નખાવાની શરૂ થઇ. આપણા દેશમાં જગ્યાએ જગ્યાએ લોકો ભૂખે મરી રહ્યા છે, વસ્ત્ર વિના નગ્ન ફરે છે. આ સ્થિતિમાં તમે પ્રત્યેક બહેન ઓછામાં ઓછા

એક કલાક પણ હિન્દુસ્થાનના નામથી સૂતર કાંતો, અને દેશને એ સૂતર અર્પણ કરો. તમને બારીક કપડું મળવું હાલ મુશ્કેલ છે, પણ બારીક સૂતર તમે કાંતતી થશો તો બારીક કાપડ પણ મળશે. પણ દેશ જ્યાંસુધી પરતંત્ર દશામાં છે ત્યાંસુધી બારીક સૂતરનું કાપડ આપણને હરામ થવું ઘટે. કારણ બારીક સૂતર કહાડવામાં બહુ વખત જાય છે, અને હિન્દુસ્થાનમાં આજે એક મિનિટની પણ કિંમત છે.

૧૧. સ્ત્રીઓ આ મુલકમાં અનાદિકાળથી કાંતવાનું કામ કરતી જ આવી છે. તે ક્રિયા છોડી ત્યારથી હિન્દુસ્થાનની આર્થિક અને આત્મિક સ્થિતિમાં સડો પેઠો. હિન્દુસ્થાનની સ્વતંત્રતા સૂતરના તાંતણા પર નિર્ભર છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જો હિન્દુસ્થાન પોતાનું બધું સૂતર પોતે જ ઝુંપડીઓમાં બનાવી શકે અને તેનાં કપડાં વણી શકે, તો એટલી શક્તિ મેળવી લે કે એ જ શક્તિથી હિન્દુસ્થાન પોતાની પૂરી સ્વતંત્રતા લઈ લે અને સ્વતંત્ર હિન્દુસ્થાન ખિલાફતનો તેમ જ પંજાબનો ન્યાય મેળવે જ.

૧૨. જ્યારે હિન્દુસ્થાનની બહેનો જાગ્રત થાય ત્યારે સ્વરાજ્યને કોણ રોકી શકનાર છે ? સ્ત્રીઓ ધર્મની રક્ષા કરતી આવી છે. સ્ત્રીઓએ વીર પુરુષોને પેદા કર્યા ત્યારે દેશો સ્વતંત્ર બન્યા છે. સ્ત્રીઓએ પવિત્રતા જાળવી ધર્મને અખંડિત રાખ્યો છે. સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનું બલિદાન કરી પ્રજાનું રક્ષણ કર્યું છે. એ સ્ત્રીઓ જ્યારે હિન્દુસ્થાનનું દુઃખ સમજે ત્યારે તે દુઃખ કેટલા દહાડા નભી શકે ?

૧૩. જે સ્ત્રીઓમાં હું જાગૃતિ જોઈ રહ્યો છું એ કંઈ ભણેલી ન મણાય, છતાં તે જ્ઞાની છે. તે ધર્મ કર્મ પૂરેપૂરી રીતે સમજે છે. શિક્ષિતવર્ગને જે ચીજ સમજતાં ઘણો વખત લાગે છે, તે ચીજ સ્ત્રીઓ પોતાની પ્રેરણાશક્તિથી સાનમાં સમજી ગઈ છે. સ્વરાજ્ય એટલે રામરાજ્ય એ વાત તેઓને સમજતાં વાર નથી લાગી.

૧૪. બહેનોની પાસે બધી બાબતો સ્પષ્ટ રીતે મૂકવામાં આવી છે. દુઃખ શું છે તે સમજાવાયું છે. દુઃખનો ઉપાય અસહકાર છે તે પણ કહેવાયું છે. અસહકાર એટલે શું તે પણ તેઓએ જાણ્યું છે. પોતપોતાનો ધર્મ જાણી તેમાં મક્કમ રહી સ્ત્રીઓએ હિન્દુ-મુસલમાનની એકતા જાળવવામાં મદદ કરવાની ફરજ જાણી છે.

૧૫. જો સ્ત્રીઓ તેમણે સમજપૂર્વક શરૂ કર્યું છે તે પ્રમાણે જારી રાખે તો મારી ખાત્રી છે કે માત્ર સ્ત્રીઓને જરૂરના ન હોય તેવા દાગીનામાંથી જ આખા હિન્દુસ્થાનના શિક્ષણની વ્યવસ્થા થઇ શકે. જે બહેનોએ દાગીના આપ્યા છે તે એવી શરતે કે તેમણે સ્વરાજ્ય મળતાં લગી તેવા દાગીનાની ફરી માગણી ન કરવી, પણ તે વિના જ ચલાવવું. એટલે સ્ત્રીઓના શણગારના થોડા ત્યાગમાંથી હિન્દુસ્થાનના શિક્ષણનો અને સ્વદેશીના પ્રચારનો બંદોબસ્ત થઇ શકે તેમ છે, તેથી મારી ઉમેદ છે કે જે મહાયજ્ઞ આરંભાયો છે, તેને બહેનો કાયમ રાખશે અને તેમનો પતિ કે બીજાં સગાં તેમને આ પવિત્ર કાર્યમાં જરા યે અટકાવશે નહિ.

૧૬. હિન્દુસ્થાન અત્યારે કસાઇના હાથમાં ગરીબ ગાયની જેમ છે, અને એ હિન્દુસ્થાન રૂપી ગરીબ ગાયને છોડાવવી એ મારૂં અને તમારૂં કામ છે, અને ગાયને છોડાવવા દાન કરવામાં દેવમંદિરમાં દાન કર્યા જેટલું પુણ્ય રહેલું છે.



# ૯. અસહકારમાં સ્ત્રીઓનો હિસ્સા.



૧. સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે. પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છૂટ પુરુષ ભોગવે તેટલી જ તેને ભોગવવાનો હક્ક છે, અને જેમ પુરુષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે, તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઈ અક્ષરજ્ઞાનનાં પરિણામ નહિ હોય. અજ્ઞાન રૂપી અંધકૂપમાં ડૂબેલા જડ પુરુષો પણ ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર કૂડી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અધેં જઇ અટકી પડે છે આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભા નિકળતાં નથી. અધીં મૂડીથી વેપાર કરનાર પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

૨. [ જ્યાંસુધી અસહકારની લડતમાં સ્ત્રીઓને સામેલ નહિ કરીએ, ત્યાંસુધી આપણી મુશ્કેલીઓનો ઉકેલ ઝટ નહિ આવે અને આપણો સંઘ કાશીએ મોડો પહોંચશે અથવા ન પણ પહોંચે. ] હું દરેક જગ્યાએ બહેનોનો આશીર્વાદ આ અસહકારના ધર્મયુદ્ધમાં માગી રહ્યો છું, કેમકે હું માનું છું કે તેઓનાં હૃદય કોમળ અને પવિત્ર છે. તેઓમાં કૂડ-કપટ, ભેદ નથી. તેઓ નિખાલસપણે લડતને ધાર્મિક માને છે.

૩. હિંદુસ્થાનની લાજ બીજા વર્ગ ન રાખે તો યે સ્ત્રીઓ રાખી શકે છે. સ્ત્રીઓએ હંમેશાં ધર્મને સાચવ્યો છે. ધર્મને સારૂ સ્ત્રીઓએ પોતાનો દેહ આપ્યો છે. ધર્મને સારૂ સીતા-દમયંતીએ હજારો દુઃખ ઉઠાવ્યાં.

૪. સ્ત્રીઓની ઉદારતા સેંકડો વહેમો અને ધતીંગોને પણ પોષી રહેલી છે. તે જ સ્ત્રીઓ જ્યારે રાષ્ટ્રકાર્યને સમજી જાય તો પછી બાકી શું રહે ? પછી રાષ્ટ્રનો ખજાનો ખાલી ન જ રહે. ઘરેણાંને આજે બહેનો શું કરશે ? જ્યારે હિંદુસ્થાનના કરોડોને ખાવાનું પૂરૂં નથી મળતું, જ્યારે હિંદુસ્થાનમાં

અત્યાચાર વ્યાપી રહ્યો છે ત્યારે બહેનો ઘરેણાંને કેમ પહેરી શકે ? અશોક વાટિકામાં સીતાજી ઘરેણાં પહેરતાં હતાં ? દમયંતી વનમાં વલવલતી હતી, ત્યારે તેના અંગ ઉપર દાગીના હતા ? તારામતિ જ્યારે હરિશ્ચંદ્ર સંગે ભટકતી હતી ત્યારે શું હીરામોતીના હાર પહેરતી હતી ! આ અધર્મના જમાનામાં ઘરેણાં પહેરવાં એ મને તો અયોગ્ય જણાય છે.

૫. જે બહેનો ઘરેણાં પોતાના દુઃખના સમયને સારૂ મદદ રૂપે સંઘરે છે, તેમને હું એટલું જ કહીશ કે જો તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો તો ઘરેણાં કરતાં તે વિશ્વાસ તમને વધારે મદદગાર થશે. યાદ રાખજો કે હિંદુસ્થાનમાં કરોડો સ્ત્રીઓ તો એવી જ છે કે જેમની પાસે વાલની વીંટી પણ નથી અને જેઓને ઉંચે આભ અને નીચે ધરતી જ છે. તેઓને પણ ઇશ્વર ખાવાનું આપી રહે છે. તમે પણ જો કામ કરતાં નહિ શરમાઓ, તો તમારા પવિત્ર હાથપગ તમને ઘરેણાં કરતાં વધારે જવાબ દેશે. જેને દાંત આપ્યા છે તેને ઇશ્વર જરૂર ચાવણું આપશે. મહેનતુ પ્રામાણિકને આજલગી ભૂખે મરવું નથી પડ્યું. આળસુને જ ઘરેણાંની ઉપર આધાર રાખવો પડે છે. બહેનો આળસ તજે અને ઘરેણાં પણ તજે.

૬. બહેનો જે પૈસા ભરશે તેનો ઉપયોગ જ ઘરેણાંની ગરજ સારશે, કેમકે તે પૈસા ગરીબ બહેનોને રેંટિયા આપવામાં અને આપણાં બાળકોને ખરૂં ભણતર આપવામાં થશે. એટલે જે પૈસા કે ઘરેણાં બહેનો ભરશે તેનો ઉપયોગ ખરૂં જોતાં તેમને જ મળશે. પોતાની કમાણી પોતાની પાસે રાખી પોતે જ તેનો ઉપયોગ મોજશોખમાં કરે છે તે કુટુંબઘાતી ગણાય છે, સ્વાર્થી કહેવાય છે. જે પોતાની કમાણી કુટુંબની પેટીમાં નાખે છે તેને પણ તેટલો જ ઉપયોગ પોતાની કમાણીનો મળે છે, પણ તે કુટુંબસેવક ગણાય છે, નિઃસ્વાર્થી ગણાય છે. દેશસેવા એટલે દેશને કુટુંબ ગણવું. દેશની પેટીમાં આપણે મૂકેલા પૈસાનો પણ આપણને પૂરો ઉપયોગ મળે છે. જેમ આપણે મૂકેલાનો ઉપયોગ બીજાને મળે છે, તેમ બીજાએ મૂકેલાનો ઉપયોગ આપણને મળે છે. આમ જે બહેનો પૈસા કે ઘરેણાં આપશે તે કશું યે નહિ ખૂએ.

૭. બહેનો પોતાના પતિને અને કુટુંબને પણ આ કામમાં પ્રેરી શકે છે. ઘણી વેળા સ્ત્રીઓના અતિખર્ચને લઇને પુરુષો ઇચ્છે એટલું દેશને

દાન નથી દઇ શકતા. કોઇ વેળા પોતાના પતિને દાન કરતાં રોકે પણ છે. આમ ન કરતાં પુરુષવર્ગને ઉત્તેજન આપવા હું બહેનોને વિનવું છું. મારી જાણબહાર નથી કે ઘણી સ્ત્રીઓ પુરુષવર્ગને વધારે આપવા પણ પ્રેરે છે અને તેમાં ફત્તેહમંદ પણ થાય છે. એના જેવી બીજી બહેનો પણ થાઓ.

૮. દાગીના એ સ્ત્રીધન છે. તેની ઉપર પુરુષને કશો અધિકાર નથી. સ્ત્રીઓ દાગીનાનો ઉપયોગ સત્કાર્યમાં કરે તેમાં પતિએ વચમાં ન આવવું જોઇએ એવો મારો નમ્ર અભિપ્રાય છે.

૯. સ્વરાજ્યપ્રાપ્તિની લડતમાં સ્ત્રીઓનો પણ પુરુષોના જેટલો જ હિસ્સો હોવો જોઇએ, અને આપણી આ શાંત અપ્રતિકારની લડતમાં સ્ત્રીઓ તો પુરુષોને ગાઉના ગાઉ પાછળ મૂકી દે એમ છે. તેમની ધર્મશ્રદ્ધા જોડે તો પુરુષોની કદિ સરખામણી થઇ શકે તેમ નથી. મહા ધૈર્યથી દુઃખ પર દુઃખ ગળ્યે જવાં અને બહાર દુઃખની છાંટ સરખી ન દેખાવા દેવી એ ખાનદાનીના આદર્શ રૂપે જ જાણે તેઓ સર્જાયલી છે.

૧૦. પણ હવે તો પુરુષની પડખે રહીને જ ભલે સ્ત્રીઓ પણ અત્યારથી જ જેલની જિંદગીમાં પુરુષોની ભાગીદાર બનતી. એમની લાજની રક્ષા કરનારો ઇશ્વર બેઠો છે. જ્યારે દ્રૌપદીની લજ્જારક્ષા કરવા પાંચ પાંડવ અસમર્થ નિવડ્યા, ત્યારે સતીનું સત્ ઇશ્વરને ત્યાં રજુ થયું અને સતીની લાજ રાખવા ભગવાન્ ગરુડે ચડીને ધાયા. અને કાળના અંત લગી એમ જ થવાનું. દુબળામાં દુબળા શરીરવાળી સ્ત્રીને પણ ઇશ્વરે પોતાની લાજ રક્ષવાનું બળ આપેલું છે. સ્ત્રીની રક્ષા એ પુરુષનો ઉચ્ચ અધિકાર ભલે હોય, પણ પોતાની સંભાળ લેવાને પુરુષ ન રહ્યા હોય અગર તો સ્ત્રીરક્ષાનો પવિત્ર ધર્મ બજાવવાને તે અસમર્થ હોય, ત્યારે કોઇ હિંદી સ્ત્રી પોતાને નિરાધાર ન માને. જેને મરતા આવડે છે તેને—પછી પોતે સ્ત્રી હોય કે પુરુષ—કશા જ સંકટની બીક રાખવાનું કારણ ન જ હોય.

૧૧. આપણી સ્ત્રીઓ ઘેરઘેર સ્વદેશીનો પ્રચાર કરતી ફરે અને પરદેશી કાપડનો વેપાર બંધ પાડી એ રીતે હિંદુસ્થાનને ફોલી ખાવાની શક્તિરૂપી સરકારની હસ્તીના મૂળ ઉપર જ કુહાડી મારે, છતાં સરકાર એને ટગર ટગર જોયાં કરે એમ આપણે શા સારૂ માનીએ? તેથી જો આપણે આપણી

સ્ત્રીઓને સ્વદેશીની પ્રવૃત્તિમાં ભાગ લેવા દઇએ, તો આપણી સાથે સાથે જ એમને સુદ્ધાં પકડવાના સરકારના હક્કને પણ આપણે કબૂલ રાખીએ.

૧૨. તેથી આપણી સ્ત્રીઓ પકડાય, ત્યારે પણ આપણે ગુસ્સે ન થવું જોઇએ. આપણે આપણા સામાવાળીઆને પડકારીએ અને પછી તે સામે આવીને ઉભો રહે, ત્યારે તેને દોષ દેવા લાગીએ ને તો નામર્દાઇ છે.

૧૩. આપણા મિજાજની સૌથી આકરામાં આકરી પજવણી હજુ નથી થઇ. છેક જ અસહ્ય થઇ પડે એટલા લોહી ઉકાળનારા પ્રસંગો હું કલ્પી શકું છું. જો આપણે સ્વતંત્રતાના ઉમેદવાર છીએ, જો ખિલાફત અને પંજાબની આબરૂ આપણે નિર્મળ કરવી છે તો આપણે આ બધાના કરતાં ઘણી વધારે મોટી કિંમત આપવા તૈયાર થવું જોઇશે, અને ચાહે તેટલી પજવણી થાય તોપણ મિજાજ ખોવો પાલવશે નહિ. આપણે બૂરામાં બૂરી હાલત કલ્પી રાખીએ અને સરકાર તરફની ઓછામાં ઓછી આશા કરીને આખર સભ્યતા રાખ્યાને સારૂ પણ સરકારનું ભલું જ વાંચીએ.

૧૪. આપણે તો બૂરામાં બૂરા બનાવોને ગણત્રીમાં રાખીને આ લડત માથે લીધી છે, અને તેમાં રહેલી જોખમદારી પૂરેપૂરી સમજીને જ અહિંસા-પરાયણ રહેવાનું પણ કર્યું છે. આપણે ગફલતમાં પડી ભાન ભૂલીને રખે સ્વરાજ્ય ખોઇ બેસીએ.

૧૫. આ મહાન્ જાગૃતિને સમયે બહેનોને મારી એટલી વિનંતિ છે કે તેઓએ સંઘશક્તિ ખૂબ કેળવવી પડશે. તેઓએ પણ સાથે મળી કામ કરતાં થઇ જવું જોઇએ. અને એમ કરવાનો સરળ રસ્તો એ છે કે એક બીજાની ટીકા કરવાને બદલે તેઓએ પોતપોતાના કામમાં જ ગિરફતાર થઇ જવું. જે સેવામાં જ સર્વસ્વ સમજે છે તેને ટીકા કરવાનો સમય જ નથી રહેતો.



## પરિશિષ્ટ क.

# બાળવિધવાઓનું પ્રમાણ.



હિંદુસ્થાનમાં બાળવિધવાઓનું પ્રમાણ કેટલું છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશેઃ—

| વય | પરણેલી સ્ત્રીઓ | વિધવાઓ |
|---|---|---|
| ૦.૧ | ૧૩,૨૧૨ | ૧,૦૧૪ |
| ૧.૨ | ૧૭,૭૫૩ | ૮૫૬ |
| ૨.૩ | ૪૯,૭૮૭ | ૧,૮૦૭ |
| ૩.૪ | ૧૩૪,૧૦૫ | ૯,૨૭૩ |
| ૫.૧૦ | ૨,૨૧૯,૭૭૮ | ૯૪,૨૪૦ |
| ૧૦.૧૫ | ૧૦,૦૮૭,૦૨૪ | ૨૨૩,૦૩૨ |

આ પ્રમાણે હિંદુસ્થાનમાં ૧૫ વર્ષની વયની નીચેની ૩, ૫૦, ૦૦૦ વિધવાઓ છે આમાંથી ૧૭, ૦૦૦ વિધવાઓ પાંચ વર્ષની વયની અંદરની છે

હિંદુ અને મુસલમાનમાં વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| વય | હિંદુ | મુસલમાન |
|---|---|---|
| ૦.૧ | ૮૫૫ | ૧૦૯ |
| ૧.૨ | ૭૫૫ | ૫૩ |
| ૨.૩ | ૧,૫૫૪ | ૧૫૫ |
| ૩.૪ | ૩,૯૮૭ | ૫,૮૦૯ |
| ૪.૫ | ૭,૫૦૩ | ૧,૨૮૧ |
| ૦.૫ | ૧૪,૭૭૫ | ૨,૬૩૩ |
| ૫.૧૦ | ૭૭,૫૮૫ | ૧૪,૨૭૫ |
| ૧૦.૧૫ | ૧૮૧,૫૦૭ | ૩૫,૨૫૪ |

પ્રાંત દીઠ ૧૦ વર્ષની વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| બંગાળ | ૧૭,૫૮૩ |
| બિહાર | ૩૫,૨૫૭ |
| મુંબઇ | ૫,૭૨૯ |
| મદ્રાસ | ૫,૦૪૬ |
| બીજા પ્રાંતો | ૧૭,૨૦૯ |
| વડોદરા | ૭૮૩ |
| હૈદ્રાબાદ | ૫,૭૮૨ |

આ આંકડાઓ ભયંકર છે હૃદયને પીગળાવે એવા છે. વિધવાઓના પ્રશ્નનો કોયડો છોડવાને કોઇ પ્રયત્ન કરશે ?



# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઈ=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઈ. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઈ. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણુ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ–માસ–વર્ષ.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| **૧. સ્ત્રીસ્વાતંત્ર્યનો માર્ગ.** | | |
| ૧ | વિ. સૃ. | પૃ. ૧૯૮ |
| ,, | ,, | ,, ૨૧૦ |
| ૨ | ,, | ,, ૨૦૮ |
| ૩–૫ | , | ,, ૨૧૦ |
| ૪ | ,, | ,, ૨૧૧ |
| ૫ | ,, | ,, ૨૦૯ |
| ૬–૭ | ,, | અપ્રાપ્ત |
| ૮ | ,, | પૃ. ૨૮૪ |
| ૯ | ન. જી. | ૮–૫–૨૧ |
| ૦–૧૧ | ,, | ૮–૧૧–૨૦ |
| ૧૨–૧૫ | ,, | ૧૮–૭–૨૦ |
| **૨. વૈધવ્ય અને પત્નીવ્રત.** | | |
| ૧–૭ | ન. જી. | ૧૨–૧૦–૧૯ |
| ૩–૪ | ન. જી. | ૯–૫–૨૦ |
| ૫ | [ | |
| ૮–૧૬ | ,, | ૧૬–૫–૨૦ |
| **૩. પતિત બહેનો.** | | |
| | વ. સૃ. | પૃ. ૨૦૮ |
| ૨–૬ | ન. જી. | ૧૧–૯–૨૧ |
| **૪. શિયળ.** | | |
| ૧–૫ | ન. જી. | ૧૫–૧–૨૨ |
| **૫. શિક્ષિત સ્ત્રીઓની ફરજ.** | | |
| ૧ | વ. સૃ. | પૃ ૨૦૪ |
| ૧–૪ | ,, | ,, ૦૫ |
| ૪ | વિ. સૃ | ,, ૨૦૬ |
| ૫ | ,, | ,, ૨૦૭ |
| ૬ | ,, | ,, ૨૧૧ |
| **૬. બહેનોને બોધ. (૧)** | | |
| ૧–૩ | ન. જી. | ૧૪–૯–૧૯ |
| ૪–૮ | ,, | ૨૧–૯–૧૯ |
| ૯ | ,, | ૧૪–૯–૧૯ |
| ૧૦ | ,, | ૩–૧૧–૨૦ |
| ૧૧ | ,, | ૨૭–૨–૨૧ |
| ૧૨ | ,, | ૩–૧૧–૨૦ |
| ૧૩ | ,, | ૧૨–૬–૨૧ |
| ૧૪ | ,, | ૩–૧૧–૨૦ |

### ૭. બહેનોને બોધ. (૨)

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૧૬ | ન. જી. | ૬–૧૦–૨૧ |
| ૧૭–૧૯ | ,, | ૩–૧૧–૨૦ |
| ૨૦ | ,, | ૧૦–૧૧–૨૦ |
| ૨૧ | ,, | ૩–૧૧–૨૦ |
| ,, | ,, | ૬–૧૧–૨૧ |
| ૨૨–૨૪ | ,, | ૫–૬–૨૧ |

---

### ૮. સ્ત્રીઓને હાથ સ્વાતંત્ર્ય.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૯ | ન. જી. | ૩–૧૦–૨૦ |
| ૧૦ | ,, | ૨૮–૧૧–૨૦ |
| ૧૧ | ,, | ૩–૧૦–૨૦ |
| ૧૨–૧૬ | ,, | ૨૮–૧૧–૨૦ |

---

### ૯. અસહકારમાં સ્ત્રીઓનો હિસ્સો.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ. ૨૧૧ |
| ૨ | ન. જી. | ૧૧–૯–૨૧ |
| ૩–૭ | ,, | ૧૬–૬–૨૧ |
| ૮ | ,, | અપ્રાપ્ત |
| ૯–૧૪ | ,, | ૨૨–૧૨–૨૧ |
| ૧૫ | ,, | ૧૮–૧૨–૨૧ |

---

**સમાપ્ત.**

# 'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય

## પ્રકટ કરેલાં પુસ્તકો

| | કિંમત રૂ. : |
|---|---|
| ૧. રાષ્ટ્રીય વાંચનમાળા* (મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત) | ૦— |
| ૨. ગાંધી=શિક્ષણ ( મહાત્માજીના જ શબ્દોમાં ) | |
| ભાગ ૧. સત્યાગ્રહ ... ... ... ... | ૦— |
| „ ૨. ધર્મ ... ... ... ... ... | ૦— |
| „ ૩. આરોગ્ય ... ... ... ... | ૦— |
| „ ૪. કેળવણી ... ... ... ... | ૦— |
| „ ૫. સ્ત્રીસ્વાતંત્ર્ય ... ... ... ... | ૦—૪ |
| „ ૬. સંપત્તિશાસ્ત્ર ... ... ... ... | ૦—૬ |
| „ ૭. સ્વદેશી... ... ... ... ... | ૦—૧૨ |
| „ ૮. અન્નબંધારણ ... ... ... ... | ૧—૪ |
| „ ૯. રાજ્યનીતિ ... ... ... ... | ૧—૪ |
| „ ૧૦. અસહકાર ( પ્રથમ વિભાગ ) ... ... | ૦—૧૨ |
| „ ૧૧. અસહકાર ( દ્વિતીય વિભાગ ) ... ... | ૧—૦ |
| „ ૧૨. અસહકાર ( તૃતીય વિભાગ ) ... ... | ૦—૧૨ |
| „ ૧૩. અંગતવિચાર ... ... ... ... | ૦—૫ |
| | રૂ. ૮—૧૦ |

### ગાંધી=શિક્ષણના છૂટક ભાગો

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. ૧૦ થી વધુ રકમ એકી વખતે મોકલી મંગાવનારને કમિશન ટકા | | | | ૬। |
| „ ૫૦ | „ | „ | „ | ૧૦ |
| „ ૨૦૦ | „ | „ | „ | ૧૨॥ |
| „ ૬૦૦ | „ | „ | „ | ૧૫ |

ગાંધી=શિક્ષણના બધા ( ૧૩ ) ભાગ એકી સાથે સામટા લેનારને રૂ. ૮—૧૦—૦ ને બદલે ફક્ત રૂ. ૮—૦—૦ માં વગર કમિશને મળશે. બધાં પુસ્તકોમાં પોષ્ટેજ અગર રેલ્વેખર્ચ મંગાવનારને શીર રહેશે.

---

* 'રાષ્ટ્રીય વાંચનમાળા'ની થોડી જ નકલો સીલક છે તેથી હવે ત્યાંસુધી તે વગર કમિશને મળી શકશે.